લે: એ ઝ્દાનોવ (સોવિયેત સંઘની કમ્યુનિસ્ટ પાર્ટીના મંત્રી)

# આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ

કિંમત ૪ આના

પીપલ્સ પબ્લીશીંગ હાઉસ લિ. મુંબઈ

૧૯૪૭ના સપ્ટેમ્બરમાં નવ દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીના પ્રતિનિધિઓની જે પરિષદ પોલાંડ મુકામે મળી હતી તેમાં સોવિયેત સંઘના પ્રતિનિધિ એ. ઝ્હાનોવે આપેલું ભાષણ.



ફેબ્રુઆરી ૧૯૪૮

અનુવાદક : રમેશ સંઘવી

# આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ

## ૧ :

## યુદ્ધ પછીની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ

**બી**જા વિશ્વયુદ્ધના અંત સાથેજ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં મોટા ફેરફાર થયા છે. એ યુદ્ધમાં ફાસિવાદી રાજ્યોના જૂથ (હિટલરી જર્મની તથા લશ્કરવાદી જપાન–અનુ.) ની હાર થઇ. ફાસિવાદી ચૂડમાંથી મુક્તિ મેળવવા માટેનું એ સ્વાતંત્ર્ય યુદ્ધ બન્યું; તથા ફાસિવાદી આક્રમણકારોના પરાજયમાં સોવિયેત સંઘે નિર્ણાયક ભાગ ભજવ્યો; આ બધાં કારણોને લઇને મૂડીવાદી તથા સમાજવાદી સમાજપ્રથાઓની પરસ્પરની તાકાતમાં મોટો ફેર પડ્યો છે. આ ફેરને પરિણામે સમાજવાદી પ્રથાનું જમા–પાસું વધી ગયું છે.

આ ફેરફારોનું તાત્વિક સ્વરૂપ શું છે ?

બીજા વિશ્વયુદ્ધનું સૌથી મોટું પરિણામ એ આવ્યું કે જર્મની તથા જપાનની લશ્કરી હાર થઈ. આ જર્મની તથા જપાન મૂડીવાદી દેશોમાં સૌથી વધુ લશ્કરવાદી તથા આક્રમણકારી દેશો હતા. દુનિયાભરનાં પ્રત્યાઘાતી તત્વોએ અને ખાસ કરીને બ્રિટન, અમેરિકા તથા ફ્રાંસના પ્રત્યાઘાતીઓએ–જર્મની અને જપાન પર મોટી મદાર બાંધી હતી.

એક આશા તો એ હતી કે આ બે તાકાત સોવિયેત સંઘ પર હુમલો કરી શકે એવી છે; ને સોવિયેત સંઘને ખતમ નહિ કરી શકે તો છેવટે એને નબળું બનાવી એની અસરને કોરી નાંખશે.

બીજી આશા એ હતી કે હિટલરી જર્મની, ખુદ જર્મનીમાંની, અને જે જે દેશો પર નાઝીઓએ હુમલો કરવાનું નક્કી કર્યું હતું તે તે દેશોની ક્રાન્તિકારી કામદાર–તથા લોકશાહી ચળવળનો ભૂક્કો બોલાવી દેશે. અને એ રીતે તે મૂડી-

વાદની જડને મજબૂત બનાવશે.

ફાસિવાદી આક્રમણને ઉત્તેજન આપવાની તથા ફાસિવાદી સત્તાઓને હમેશાં નમતું આપવાની જે "મ્યુનિચ–નીતિ" બ્રિટન, ફ્રાંસ અને અમેરિકા (આ પુસ્તિકામાં યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા માટે અમેરિકા શબ્દ વાપર્યો છે–અનુ૦) ના શાહીવાદી રાજકર્તાઓએ યુધ્ધ પહેલાં અપનાવી હતી, તેનું મુખ્ય કારણ આ જ હતું.

પરંતુ બ્રિટિશ, ફ્રેંચ તથા અમેરિકી શાહીવાદીઓએ હિટલરવાદીઓ પર માંડેલી આ આશા બર ન આવી.

● હિટલરવાદી મ્યુનિચ નીતિના ખેરખાંઓ ધાર્યા હતા તેથી વધુ નબળા નીકળ્યા; સોવિયેત સંઘ તથા આઝાદી–પસંદ પ્રજાઓ વધુ બળવાન નીકળ્યાં.

યુધ્ધનું પરિણામ એ આવ્યું કે આંતરરાષ્ટ્રીય ફાસિવાદી પ્રત્યાઘાતીઓનાં મુખ્ય બળોનો ભૂકકો નીકળી ગયો; લાંબા સમય સુધી માથું પણ ન ઉંચકી શકે તેવી તેમની સ્થિતિ થઇ ગઇ.

સાથે સાથે જ દુનિયાની મૂડીવાદી પ્રથાને એક બીજી ગંભીર ખોટ આવી.

પ્રથમ વિશ્વયુધ્ધનું મુખ્ય પરિણામ એ આવ્યું હતું કે શાહીવાદના સંયુક્ત મોરચામાં ફાચર પડી હતી; ને રશિયા દુનિયાની મૂડીવાદી પ્રથામાંથી નીકળી ગયું હતું. તે પછી તો સોવિયેત સંઘમાં સમાજવાદી પ્રથાનો વિજય થયો. પરિણામે દુનિયાભર પર પથરાએલ એક સમગ્ર પ્રથા તરીકેનું મૂડીવાદનું સ્વરૂપ રહ્યું નહિ.

પહેલા વિશ્વયુદ્ધનું મુખ્ય પરિણામ આ હતું: ત્યારે બીજા વિશ્વયુદ્ધ તથા ફાસિવાદના પરાજયને કારણે અને ફાસિવાદ વિરોધી આંદોલનની તાકાત વધી તેથી, પૂર્વ તથા અગ્નિ યુરોપના અમુક દેશો શાહીવાદી ચુંગાલમાંથી મુક્ત થયા. આ દેશોમાં નવી પ્રજાકીય, લોકશાહી રાજસત્તાઓનો ઉદય થયો.

સોવિયેત સંઘના દેશાભિમાની યુધ્ધે જે પ્રેરક પાઠ રજૂ કર્યો તથા હિટલરે ગુલામ બનાવેલ દેશોને આઝાદી આપવામાં સોવિયેત સેનાએ જે ભાગ ભજવ્યો તેની સાથે સાથે જ આઝાદી–પસંદ પ્રજાઓએ ફાસિવાદી ચડાઇખોરો તથા તેમના ખાંધિયાઓ સામે આઝાદીનો જનજંગ ખેલ્યો હતો. આ જંગ દરમિયાન ફાસિવાદનાં પક્ષકાર તત્વો તથા મદદગારો જેવા કે, સૌથી વધુ વગવાળા મૂડીદારો, મોટા જમીનદારો, મોટા અમલદારો તથા રાજભક્ત લશ્કરી અફસરો તેમના સાચા સ્વરૂપમાં, રાષ્ટ્રીય હિતોના દગાખોરો તરીકે ખુલ્લા પડી ગયા.

ડાન્યુબ નદીના પ્રદેશમાં જે દેશો છે તે દેશોમાં જર્મન ફાસિવાદીઓની

ગુલામીમાંથી આઝાદી પ્રાપ્ત થતાં જ મોટા મૂડીદારો તથા જમીનદારોને પણ સત્તામાંથી દૂર કરવામાં આવ્યા; આ મોટા મૂડીદારો તથા જમીનદારો જર્મન ફાસિવાદના મદદગાર બન્યા હતા. સાથે સાથે હિટલરી વિજેતાઓ સામેના જંગમાં પોતાની લાયકાત પૂરવાર કરી હતી તેવાં, જનતામાંથી જ ઉભાં થયેલાં નવાં બળો સત્તામાં આવ્યાં. આ દેશોમાં કામદારો, કિસાનો તથા પ્રગતિશીલ બુદ્ધિજીવીઓના પ્રતિનિધિઓ સત્તામાં આવ્યાં. ફાસિવાદ સામેના જંગમાં કામદાર વર્ગે સૌથી વધુ શૌર્ય બતાવ્યું હતું; તેમની લડત રજમાત્ર થોથવાયા વિનાની, સતત અને અણનમ હતી. પરિણામે જનતામાં કામદાર વર્ગની આબરૂ અને અસર વધ્યાં હતાં.

● યુગોસ્લાવિયા, બલ્ગેરિયા, રૂમાનિયા, પોલાંડ, ચેકોસ્લાવેકિયા, હંગેરી અને આલ્બેનિયાની લોકશાહી સરકારો જનતાના મોટા સમૂહના ટેકાથી થોડા જ સમયમાં પ્રગતિશીલ લોકશાહી સુધારો અમલમાં મૂકી શકી છે. જ્યારે એ પ્રકારના સુધારાઓ અમલમાં મૂકવાની શક્તિ મૂડીવાદી–લોકશાહીમાં રહી નથી.

ઉપરના દેશોમાં ખેતી–વિષયક સુધારાઓને કારણે કિસાનોને જમીન મળી છે. જમીનદાર વર્ગનો નાશ થયો છે. મોટા ઉદ્યોગો તથા બેંકોનું રાષ્ટ્રીયકરણ થયું છે તથા જર્મનોના મદદગાર દેશદ્રોહીઓની મિલ્કત જપ્ત કરવામાં આવી છે. આને કારણે ઇજારાવાદી–મૂડીવાદની તાકાત કોરાઇ ગઈ છે. જનતા શાહીવાદના બંધનમાંથી મુક્ત બની છે.

સાથે સાથે જ નવી સરકારનો પાયો નંખાયો છે; રાષ્ટ્રની માલિકીની ભાવના જન્મી છે અને નવી જાતનું રાજ્ય સર્જાયું છે.

એ રાજ્ય એટલે **જનતાનું પ્રજાતંત્ર**–તેમાં જનતાના હાથમાં સત્તા છે; ત્યાં મોટા ઉદ્યોગો, વાહનવ્યવહારનાં સાધનો તથા બેંકો રાજ્યની માલિકીનાં છે; અને તેમાં પ્રજાના મહેનતકશ વર્ગોનો સંયુક્ત મોરચો કામદાર વર્ગના નેતૃત્વતળે દેશની આગેવાન તાકાત બન્યો છે.

પરિણામે આ દેશોની જનતાએ શાહીવાદી પંજામાંથી મુક્તિ મેળવી છે, એટલું જ નહિ પણ **સમાજવાદી વિકાસના પંથે** કૂચ કરવાની મજલ શરૂ કરી દીધી છે.

યુધ્ધે સોવિયેત સંઘની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા તથા મહત્વ પણ અત્યંત વધાર્યાં છે. જર્મની તથા જપાનની લશ્કરી હાર માટે કારણભૂત સૌથી મોટી તાકાત તથા પ્રેરણા સોવિયેત સંઘ જ હતો. યુદ્ધમાં દુનિયાભરનાં પ્રગતિશીલ લોકશાહી બળોએ સોવિયેત સંઘના પક્ષે મોરચો સર્જ્યો હતો. ને સમાજવાદી રાજ્ય યુદ્ધની

અગ્નિપરીક્ષા છતરી, એક પરમ શક્તિશાળી દુશ્મન સાથેના—મરણના જંગમાં વિજયી નીવડયું. યુદ્ધને અંતે સોવિયેત સંઘ નબળો બનવાને બદલે વધુ શક્તિ-શાળી બન્યો.

યુદ્ધ પછી મૂડીવાદી દુનિયામાં પણ મોટા ફેરફાર થયા છે.

જંગી શાહીવાદી દેશો તરીકે ગણાતા ૭ દેશો (જર્મની, જપાન, ગ્રેટ બ્રિટન, અમેરિકા, ફ્રાંસ અને ઇટલી)માંથી ત્રણ (જર્મની, ઇટલી અને જપાન)-નો લશ્કરી હારથી વિનાશ થયો છે. ફ્રાંસ પણ નબળું થઈ ગયું છે, ને મહારાજ્ય તરીકે એણે મહત્વ ગુમાવ્યું છે. પરિણામે હવે તો "મહાન" શાહીવાદી રાજ્યો રહ્યાં છે—ગ્રેટ બ્રિટન તથા અમેરિકા.

પરંતુ આ બેમાંથીય એકની- ગ્રેટ બ્રિટનની તાકાત ક્ષીણ ગઈ છે. બ્રિટિશ શાહીવાદમાં આર્થિક તથા લશ્કરી રીતે પહેલાં જેટલી તાકાત રહી નહોતી એ વાત યુધ્ધે બતાવી આપી છે. યુરોપમાં જર્મનીના આક્રમણ સામે બ્રિટન અસહાય બની ગયું હતુ. અને એશિયામાં, બ્રિટન સૌથી મોટી શાહીવાદી સત્તા-ઓમાંનું એક હોવા છતાં, ત્યાં ય બહારની મદદ વિના બ્રિટન પોતાના સામ્રાજ્ય પર કાબૂ ટકાવી શકે તેમ નહોતું.

યુધ્ધ દરમિયાન બ્રિટન એનાં સંસ્થાનોથી કપાઈ ગયું હતું. આ સંસ્થા-નોમાંથી એને અનાજ તથા કાચો માલ મળતાં હતાં; ને આ જ સંસ્થાનોમાં એની ઔદ્યોગિક પેદાશનો મોટો ભાગ ખપતો હતો.

આમ થતાં, લશ્કરી તેમજ આર્થિક રીતે બ્રિટનને અનાજ તથા તૈયાર માલ માટે અમેરિકા પર આધાર રાખવો પડયો હતો.

યુધ્ધ પછી જો કે બ્રિટન એના સંસ્થાનો પાછા મેળવવામાં સફળ થયુ; તો ય હવે એની સામે વધુ તાકાતવાન બનેલ અમેરિકન શાહીવાદ ઊભો હતો.

યુધ્ધ પહેલાં પૂર્વ—એશિયાના આરબ દેશો તથા અગ્નિ એશિયાના દેશો માત્ર બ્રિટનની જ અસર તળેના પ્રદેશો કહેવાતા. યુદ્ધ દરમિયાન આ પ્રદેશો પર અમરિકી શાહીવાદે પોતાનો પંજો ફેલાવ્યો હતો.

બ્રિટનના ડોમિનિયનો (કેનેડા, ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, ન્યુઝીલેંડ—અનુ.) પર પણ અમરિકી શાહીવાદે એની અસર વધારી છે. તેવીજ રીતે, યુધ્ધ પહેલાં, દક્ષિણ અમેરિકામાં બ્રિટનની જે પકડ હતી તે ઘણે મોટે અંશે તથા રોજ રોજ વધતી કક્ષામાં હવે અમેરિકા સ્થાપતું જાય છે.

બીજા વિશ્વયુધ્ધે દુનિયાની સાંસ્થાનિક—વસાહતી પ્રથાની કટોકટી વધુ

ઉગ્ર બનાવી છે; એ ઉગ્રતા સંસ્થાનો તથા ગુલામ દેશોની રાષ્ટ્રીય-મુક્તિનાં જબરજસ્ત આંદોલનોમાં વ્યક્ત થઇ છે. આને કારણે દુનિયાની મૂડીવાદી પ્રથાનો પિછાડી મોરચો પણ ભયમાં આવી પડ્યો છે.

સંસ્થાનોની જનતા હવે જૂની હાલતમાં જીવવા તૈયાર નથી. ત્યાં રાજ્ય કરતા દેશોના રાજકર્તાઓ હવે જૂની પુરાણી રસમથી રાજ્ય ચલાવી શકે તેમ નથી.

રાષ્ટ્રીય-આઝાદીની ચળવળોને લશ્કરી તાકાતથી કચડવાના પ્રયત્નોનો સામનો સાંસ્થાનિક પ્રજાઓ વધુ ને વધુ પ્રમાણમાં હથિયારો વડે કરી રહી છે. ને પરિણામે લાંબા સાંસ્થાનિક વિગ્રહો ફાટી નીકળે છે (જેવાં કે હોલાંડ અને ઇન્ડોનેશિયા વચ્ચે ફ્રાંસ અને વિયેત-નામ વચ્ચે).

દુનિયાના જુદા જુદા દેશોમાં મૂડીવાદનો જે અસમાન વિકાસ થયો છે તેમાંથી જ યુદ્ધનો જન્મ થયો છે, અને આ યુધ્ધે વળી પાછો એ અસમાન વિકાસને વધુ ઉગ્ર બનાવ્યો છે.

● યુદ્ધમાંથી માત્ર એક જ મૂડીવાદી દેશ નબળો બન્યા વિના બહાર આવ્યો; એટલું જ નહિ પણ આર્થિક તથા લશ્કરી દૃષ્ટિએ સારા પ્રમાણમાં વધુ શક્તિશાળી બન્યો. એ દેશ તે અમેરિકા.

યુદ્ધને કારણે અમરિકી મૂડીવાદીઓની દોલત ખૂબ વધી. બીજી બાજુ, અમરિકી જનતાને પરદેશી સત્તા નીચે જીવવું પડ્યું નથી, કે વિમાની બોમ્બબાજી-ને સામનો કરવો પડ્યો નથી. ઉપરાંત, યુરોપમાંનું યુધ્ધ લગભગ પૂરું થવામાં હતુ તથા કોણ જીતશે તે નક્કી થઈ ગયું હતું ત્યારે જ અમેરિકા યુધ્ધમાં ઉતર્યું હોઇ, માણસોની ખુવારી પણ, બીજા દેશોની સરખામણીએ, એને ઓછી થઈ.

આમ, યુદ્ધ અમેરિકા માટે તો મુખ્યત્વે એના વિશાળ ઉદ્યોગોને વધુ વિક-સાવવાની તથા ખાસ કરીને યુરોપ તરફ થતી નિકાસમાં વધારો કરવાની તક સમાન નીવડ્યુ

● પણ યુદ્ધ પૂરું થતાં અમેરિકા સામે અનેક નવા કોયડાઓ આવ્યા. અમેરિકાના મૂડીવાદી-ઇજારદારોને તો નફાનો ઉંચો દર ઘટવા દેવો નહોતો: અને એટલે યુધ્ધ દરમિયાન જેટલો માલ નીકળતો હતો તેમાં ઘટાડો ન કરવા તેમણે દબાણ આણ્યું.

પણ આનો અર્થ એ થયો કે યુધ્ધ દરમિયાન જે વિદેશી દેશોની બજારો-માં આ માલ ખપતો હતો તેના પર અમેરિકાએ પોતાનો કાબૂ ચાલુ રાખવો જોઈએ; એટલું જ નહિ પણ જેટલા પ્રમાણમાં યુદ્ધના કારણે મોટા ભાગના

દેશોની ખરીદ—શક્તિ ઘટી હતી તેટલા પ્રમાણમાં અમેરિકાએ નવાં બજારો પણ મેળવવાં જોઇએ.

આ દેશોનું અમેરિકા પરનું આર્થિક અવલંબન પણ યુદ્ધને કારણે વધ્યું હતું. યુદ્ધ દરમિયાન અમેરિકાએ ૧૯૦,૯૦૦,૦૦૦,૦૦૦ ડોલર (૧૯૦૦ કરોડ) ઉધાર દીધા હતા. આમાં આંતરરાષ્ટ્રીય નાણાંકીય ફંડ આપેલાં નાણાં તો ગણ્યાં નથી.

અમેરિકાના યુદ્ધ પહેલાંના મુખ્ય હરીફો જર્મની તથા જાપાન દુનિયાની બજારમાંથી અદૃશ્ય થયા છે. અને આથી અમેરિકાને નવી અને ઘણી સારી એવી તકો મળી છે.

બીજા વિશ્વયુધ્ધ પહેલાં અમરિકી શાહીવાદનાં વધુ પ્રત્યાઘાતી વર્તુળોની નીતિ યુરોપ તથા એશિયાના મામલામાં સીધી દખલ કરવાની વિરુદ્ધની હતી. પરંતુ યુદ્ધ પછીના નવા સંજોગોમાં વોલસ્ટ્રીટના માંધાતાઓએ નવી નીતિ અપનાવી.

તેમણે અમેરિકાની લશ્કરી તથા આર્થિક તાકાતનો ઉપયોગ કરવાનો એક કાર્યક્રમ તૈયાર કર્યો. આની પાછળની તેમની મુરાદ યુદ્ધ દરમિયાન તેમણે મેળવેલાં સ્થાનો ટકાવીને મજબૂત કરવાની હતી; એટલું જ નહિ આ સ્થાનોને શક્ય હોય તેટલાં વધુ વિકસાવી, દુનિયાનાં બજારમાં જર્મની, ઇટલી તથા જપાનની જગા લેવાની મુરાદ પણ હતી.

બીજા મૂડીવાદી રાજ્યોની આર્થિક તાકાતમાં મોટા ઘટાડો થયો તેથી તે દેશોની ને તેમાંય ખાસ કરીને ગ્રેટ બ્રિટનની આર્થિક મુશ્કેલીઓનો ઉપયોગ કરવાનું, અને એ બધા દેશોને પોતાના કાબૂ તળે લાવવાનું અમેરિકા માટે વધુ સહેલું બન્યું. પરિણામે અમેરિકાએ બેધડક રીતે લૂંટણગીરી કરવાનો તથા પોતાની સત્તા વધારવાનો માર્ગ અપનાવ્યો.

● આ નવી અને નાગી વિસ્તરણ—નીતિની મુરાદ દુનિયાભર પર અમેરિકી શાહીવાદની સર્વોપરિતા જમાવવાની છે.

જર્મની તથા જપાન જેવા બે સૌથી મોટા હરીફો અદૃશ્ય થવાથી તથા બ્રિટન અને ફ્રાંસ જેવા પોતાના મૂડીવાદી ભાગીદારો નબળા બન્યાથી અમેરિકાને જે નવાં બજારો મળ્યાં છે તેમાં પોતાનો ઇજારો જમાવવાની અમેરિકાની નેમ છે. આ તેમને બર આણવા માટે અમરિકી નીતિએ જે નવો રસ્તો અપનાવ્યો છે એનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

અમેરિકાએ એક કાર્યક્રમ ઘડયો છે. અમેરિકાએ પોતાના વિસ્તરણ માટે જે જે દેશો નક્કી કાર્યા છે તેના પર પોતાનો રાજકીય તથા આર્થિક કાબૂ જમા-

વવો; એ દેશોને અમેરિકાના ગોલા જેવા દેશો બનાવવા, તથા અમરિકી મૂડીવાદની શોષણખોરીના માર્ગમાં આવતી કામદાર તથા લોકશાહી ચળવળોના વિરોધોને દૂર કરે તેવી એ દેશોની સરકારો સ્થાપવી; આને માટે વિશાળ પાયા પર લશ્કરી, આર્થિક તથા રાજકીય પગલાંઓ ભરવાં.

અમેરિકા આજે એ નીતિ યુદ્ધ દરમિયાનના એના દુશ્મનો સામે તથા તટસ્થ રાજ્યો સામે જ નહિ પણ વધુ ને વધુ પ્રમાણમાં એના યુદ્ધ કાળના સાથીદારો પર પણ અજમાવી રહ્યું છે.

આમાંય ખાસ કરીને ગ્રેટ બ્રિટનની આર્થિક મુશ્કેલીઓનો લાભ ઉઠાવવા પર ખાસ ધ્યાન રાખવામાં આવે છે; ગ્રેટ બ્રિટન અમેરિકાનું દોસ્ત રાજ્ય જ માત્ર નથી પણ એનું જૂનું મૂડીવાદી હરીફ રાજ્ય પણ છે. યુધ્ધ દરમિયાન બ્રિટન અમેરિકા પર જે આર્થિક અવલંબનની અવદશામાં આવી પડયું હતું તેમાંથી અમેરિકા તેને મુકત થતું અટકાવવા માગે છે; એટલું જ નહિ પણ ઉલ્ટાનું આસ્તે આસ્તે એનાં સંસ્થાનો પરનો એનો કાબૂ તોડવા, એની લાગવગના પ્રદેશોમાંથી એને હાંકી કાઢવા તથા એને પીઠું રાજ્યની સ્થિતિમાં આણવાની અમેરિકાની ચાલ છે.

● આમ, અમેરિકાની આ નવી નીતિ પાછળની મુરાદ પોતાની ઇજારદારીને મજબૂત બનાવવાની તથા પોતાના મૂડીવાદી ભાગીદારોને પોતા પર જીવતા તાબેદારો બનાવવાની છે.

પરંતુ દુનિયામાં પોતાની સર્વોપરિ તાકાત જમાવવાની અમેરિકાની આ અભિલાષાના માર્ગમાં મોટા અવરોધો છે.

* **એક તો છે** સોવિયેત સંઘ—શાહીવાદ વિરોધી તથા ફાસિવાદ વિરોધી નીતિઓનો મહાદુર્ગ—તથા દુનિયામાં ફેલાતો એનો પ્રભાવ.

* **બીજો અવરોધ છે** પૂર્વ તથા અગ્નિ યુરોપની નૂતન લોકશાહીઓ. આ દેશોની જનતા બ્રિટિશ તથા અમરિકી શાહીવાદના કાબૂમાંથી હવે મુકત બની છે.

* **અને ત્રીજો અવરોધ છે** ખુદ અમેરિકા સહિતના દુનિયાભરના કામદારો. પોતાના શોષકોની સર્વોપરિ તાકાત થાય તે માટે યુધ્ધ ખેલવા દુનિયાના કામદારો તૈયાર નથી.

અને એટલે જ સોવિયેત સંઘ, નૂતન લોકશાહીના દેશો, અમેરિકા સહિતનાં સમસ્ત વિશ્વનાં કામદાર આંદોલન અને બધા દેશોનાં શાહીવાદ—વિરોધી

આઝાદી પસંદ બળો સામે અમેરિકાની નવી વિસ્તરણકારી તથા પ્રત્યાઘાતી નીતિના પ્રયોજકો લડાઈ કરવા ઇચ્છે છે.

સોવિયેત સંઘમાં સમાજવાદે મેળવેલી સિદ્ધિઓથી, નૂતન લોકશાહી દેશોની સિદ્ધિઓથી અને બધા દેશોમાંના લોકશાહી તથા કામદાર આંદોલનના યુદ્ધોત્તર વિકાસથી અમરિકી પ્રત્યાઘાતીઓ ભડકી ઉઠ્યા છે; ને તેમણે મૂડીવાદી પ્રથાને કમ્યુનિઝમથી બચાવવાનું બીડું ઉઠાવ્યું છે.

● એટલે જ ખુલ્લં ખુલ્લા પોતાનો પગદંડો વિસ્તારવાનો અમેરિકાનો કાર્યક્રમ. દુનિયા પર પોતાની સર્વોપરિ તાકાત જમાવવા બહાર પડેલા ફાસિવાદી આક્રમણખોરોના પુરી રીતે નિષ્ફળ ગયેલા દેવાળિયા કાર્યક્રમની યાદ આપે છે.

હિટલરવાદીઓ રાજકીય આક્રમણ માટે તૈયારી કરી રહ્યા હતા ત્યારે તેમણે અગર તો પોતાની જનતાને, તથા તે પછી સમસ્ત વિશ્વની પ્રજાને ગુલામ બનાવવાનું સહેલું અને તે માટે કમ્યુનિસ્ટ-વિરોધીઓનો બુરખો ઓઢ્યો હતો. બરાબર તેજ રીતે અમેરિકાના આજના રાજકર્તાઓ પોતાની વિસ્તરણનીતિને અને પોતાના નબળા શાહીવાદી હરીફ ગ્રેટ બ્રિટનનાં હિતો ઉપરના હુમલાને ઢાંકવા માટે એવો કાલ્પનિક બચાવ કરે છે કે, અમે તો દુનિયાને કમ્યુનિઝમથી બચાવવા આ બધુ કરીએ છીએ.

અમરિકી શાહીવાદીઓ આજે ભારે વેગથી દારૂગોળાના ઢગલા કરી રહ્યા છે દુનિયાભરમાં અમરિકી લશ્કર માટે મથકો તથા નવા લશ્કરી થાણાંઓ નાખી રહ્યા છે. આ બધાનું કારણ પણ એમ બતાવવામાં આવે છે કે સોવિયેત સંઘ તરફથી યુધ્ધનો ભય છે: ને તેની સામે "રક્ષણ" કરવાનુ છે !

યુરોપ અને એશિયામાં—જર્મનીના પશ્ચિમ પ્રદેશો ઓસ્ટ્રીયા, ઇટલી, ગ્રીસ, તુર્કસ્તાન, ઈરાન, અફઘાનીસ્તાન, ચીન, જપાન અને બીજા દેશોમા-પોતાની બળવત્તર સ્થિતિને કાયદેસરનુ સ્વરૂપ બીજાઓ પાસે કબુલ કરાવવા તે જાતજાતના ધંધા કરે છે; જેમકે—મૂડીવાદી દેશો તથા ખાસ કરીને ગ્રેટ બ્રિટન પાસે સ્વીકાર કરાવવાનું કામ અમેરિકન રાજપુરૂષો દાદાગીરી, લાંચ-રૂશ્વત તથા દગલબાજીથી ભારે સુગમતાપૂર્વક કરે છે.

અમરિકી શાહીવાદીઓ પોતાની નીતિને સોવિયેત સંઘ, નૂતન લોકશાહી તથા દુનિયા બધા દેશોના કામદાર તથા લોકશાહી આંદોલન સામેની મુખ્ય તાકાત તરીકે ગણે છે; પોતે દુનિયાના દરેક ભાગના પ્રત્યાઘાતી અને લોકશાહી વિરોધી બળોના નેતા છે તેવું તેઓ માને છે.

એટલે બીજું વિશ્વયુધ્ધ પૂરું થયું તેને બરાબર બીજે જ દિવસે સોવિયેત સંઘ તથા વિશ્વ લોકશાહી વિરૂદ્ધનો મોરચો બાંધવાનું કામ તેણે શરૂ કર્યું. સાથો-સાથ યુરોપના જે દેશો નાઝી બેડીમાંથી મુકત થઇ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાની જીંદગી ગોઠવી રહ્યા હતા તે દેશોના જનતા–વિરોધી—પ્રત્યાઘાતી બળો, ફાસિવાદના મદદગારો તથા પુરાણા ખાંધિયાઓને ઉત્તેજન આપવાનું પણ એમણે શરૂ કરી દીધું.

જે શાહીવાદીઓનાં દિલ વધુ કાળાં હતાં ને મગજ વધુ અસ્થિર હતાં તેમણે તો સોવિયેત સંઘ સામે જલ્દીથી બચાવયુધ્ધ શરૂ કરવાના ચર્ચિલના કાવતરાંને ટેકો આપ્યો; ને સાફ કહ્યું કે અમેરિકા પાસે એટમ—હથિયારનો જે થોડો ઈજારો છે તેનો ઉપયોગ સોવિયેત સંઘ સામે કરો.

નવા યુદ્ધની આગ લગાવનારાઓ માત્ર સોવિયેત સંઘને જ નહિ, પણ બીજા દેશોને પણ અને ખાસ કરીને ચીન તથા હિંદને ડરાવવાની તથા દબાવવાની કોશીષ કરી રહ્યા છે. તેઓનો જુઠ્ઠો પ્રચાર એવો છે કે સોવિયેત સંઘ ચીન તથા હિંદ પર ભવિષ્યમાં હુમલો કરનાર છે અને અમે એમનાં "દોસ્તો છીએ; કમ્યુનિઝમના ભયથી તમને "બચાવીશું;" અમારૂં ધ્યેય નબળા દેશોને "મદદ" કરવાનું છે.

● આ રીતે તેઓ ચીન તથા હિંદને શાહીવાદની તાકાત નીચે રાખવા તથા એમના પર આર્થિક અને રાજકીય ગુલામી કાયમ કરવા કોશીષ કરી રહ્યા છે.



# ૨ :

## યુદ્ધ પછી રાજકીય બળોના પરસ્પરના સંબંધમાં નવું પરિવર્તન : બે છાવણીઓની સ્થાપના : એક શાહીવાદી તથા લોકશાહી–વિરોધી બળોની છાવણી: બીજી શાહીવાદ—વિરોધી અને લોકશાહી બળોની છાવણી.

યુધ્ધે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં તથા પ્રત્યેક દેશની સ્થિતિમાં જે મૂળભૂત ફેરફાર આણ્યો છે તેનાથી દુનિયાનો રાજકીય નકશો પલટાઇ ગયો છે.

જેમ જેમ યુદ્ધ બાદ વધુ ને વધુ સમય વીતતો જાય છે, તેમ તેમ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે વધુ ને વધુ બે પ્રવાહો સ્પષ્ટ બનતા જાય છે; આ પ્રવાહો દુનિયામાં રાજકીય બળોની બે છાવણીઓમાં જે વહેંચણી થઈ છે તેને અનુસરે છે. એ બે છાવણીઓ એટલે એક તો શાહીવાદી તથા લોકશાહી—વિરોધી બળોની છાવણી; બીજી શાહીવાદ–વિરોધી તથા લોકશાહી બળોની છાવણી.

શાહીવાદી છાવણીમાં મુખ્ય નેતૃત્વ લેનાર તાકાત અમેરિકા છે. એની સાથે ગ્રેટ બ્રિટન તથા ફ્રાંસ ભાગીદારીમાં છે. ગ્રેટ બ્રિટનમાં એટલી–બેવીનની સરકાર છે; ફ્રાંસમાં રામાદિયેરની સરકાર રાજ કરે છે; (આ નેતાઓ પોતાની જાતને સમાજવાદી કહેવરાવે છે–અનુ૦) આમ છતાં ય આ સરકારો પોતાના દેશોને અમેરિકાના ખાંધિયા–દેશોનો પાઠ ભજવતાં અટકાવતી નથી; અને બધા મુખ્ય સવાલો પર અમેરિકાની શાહીવાદી નીતિને પોતાના દેશોનો ટેકો આપવામાં કશી આંચ આવવા દેતી નથી !

તે ઉપરાંત શાહીવાદી છાવણીને બીજા દેશોનો ટેકો છે. દા. ત. જે દેશો પાસે સામ્રાજ્ય છે તેવાં હોલાંડ તથા બેલ્જીયમ; જે દેશોમાં પ્રત્યાઘાતી અને લોકશાહી વિરોધી સરકારો રાજ્ય કરે છે—તેવાં ટર્કી અને ગ્રીસ; અને જે દેશો રાજકીય તથા આર્થિક દૃષ્ટિએ અમેરિકા પર નભે છે તે પૂર્વ એશિયાના આરબ દેશો, દક્ષિણ અમેરિકાના દેશો તથા ચીન—આ દેશો શાહીવાદી છાવણીને ટેકો આપે છે.

આ શાહીવાદી છાવણીનો મુખ્ય હેતુ શાહીવાદને મજબૂત કરવાનો છે; નવું શાહીવાદી યુદ્ધ જગાવવાનો છે; સમાજવાદ અને લોકશાહી સામે લડવાનો છે અને દુનિયાભરની લોકશાહી–વિરોધી તથા ફાસિવાદ તરફી સરકારો અને ચળવળોને ટેકો આપવાનો છે.

આ હેતુઓ બર આણવા શાહીવાદી છાવણીનાં બળો દરેક દેશનાં પ્રત્યાઘાતી તથા લોકશાહી–વિરોધી બળો પર આધાર રાખવા તૈયાર છે: અને આમ કરતાં યુદ્ધ દરમિયાનના પોતાના પુરાણા દુશ્મનોને પોતાના સાથીદારો વિરુદ્ધ ટેકો આપવા ય તેઓ તૈયાર છે.

બીજી છાવણી શાહીવાદ–વિરોધી તથા ફાસિવાદી વિરોધી બળોની છે. આ છાવણીનો પાયો સોવિયેત સંઘ તથા પૂર્વ યુરોપના નૂતન લોકશાહીના દેશો પર રચાયો છે. આમાં એ દેશો પણ છે જેમણે શાહીવાદ સાથે સંબંધ તોડી નાંખ્યો છે તથા લોકશાહી વિકાસના પંથે મક્કમ ડગલે શરૂઆત કરી છે—જેવાં

રૂમાનિયા, હંગેરી અને ફિન્લેન્ડ. આ છાવણી સાથે ઇન્ડોનેશિયા તથા વિએતનામ પણ સંકળાએલા છે. હિંદુસ્તાન, ઇજીપ્ત તથા સીરિયાને આ છાવણી પ્રત્યે સહાનુભૂતિ છે.

આ શાહીવાદ–વિરોધી છાવણીને બધા દેશોની કામદાર અને લોકશાહી ચળવળો તથા કમ્યુનિસ્ટ પક્ષોનો ટેકો છે; ગુલામ દેશો અને સંસ્થાનોમાં રાષ્ટ્રીય આઝાદીના લડવૈયાઓ અને દરેક દેશના બધાં પ્રગતિશીલ તથા લોકશાહી બળોનો આ છાવણીને ટેકો છે.

આ છાવણીનો હેતુ નવાં યુદ્ધોની ધમકીનો અને શાહીવાદી–વિસ્તરણનો સામનો કરવાનો, લોકશાહીને વધુ મજબૂત કરવાનો તથા ફાસિવાદનું નામો-નિશાન ભૂંસી નાખવાનો છે

બીજું વિશ્વ યુદ્ધ પૂરું થયું ત્યારે દરેક આઝાદીપસંદ પ્રજા સામે મુખ્ય કાર્ય એ આવ્યું કે હવે લોકશાહી સિદ્ધાંતો પર રચાએલી શાંતિ સ્થાપવી તથા તેમ કરી ફાસિવાદ પર મેળવેલા વિજય પર પાકું સીલ મારવું.

યુદ્ધ પછીનું આ મૂળભૂત કામ પૂરું પાડવામાં સોવિયેત સંઘ તથા તેની વિદેશનીતિ મુખ્ય ભાગ ભજવી રહ્યા છે. આ પરિસ્થિતિ સોવિયેત સમાજવાદી રાજ્યના મૂળભૂત ચરિત્રમાંથી જ પરિણમે છે. સોવિયેત સમાજવાદી રાજ્ય કોઇ પણ જાતના શોષણમાં કે પારકા દેશ પર ચડાઇ કરવામાં માનતું નથી; ઉલ્ટાનું એનો હેતું તો કમ્યુનિસ્ટ સમાજનું ઘડતર કરવા પોતાને સૌથી વધુ અનુકૂળ પરિ-સ્થિતિ સર્જવાનો છે. આ પરિસ્થિતિની એક મુખ્ય શરત એ છે કે દુનિયામાં શાંતિ હોવી જોઇએ.

સોવિયેત સંઘ એક નવી તથા વધુ ઉંચા પ્રકારની સમાજ પ્રથાનું પ્રતીક છે અને એથી જ પ્રગતિશીલ માનવજાતની ઇચ્છાઓનું એ પ્રતિનિધિત્વ કરે છે. પ્રગતિશીલ માનવજાતને શાંતિ જોઇએ છે, મૂડીવાદે સર્જેલા નવા યુધ્ધમાંથી એને કશું મળવાનું નથી.

સોવિયેત સંઘ હર દેશની જનતાની આઝાદીનું બેધડક સમર્થન કરે છે; દરેક પ્રકારના રાષ્ટ્રીય તથા જાતીય દમન અને સાંસ્થાનિક શોષણ સાથે સોવિયેત સંઘને દુશ્મની છે.

યુધ્ધે સમાજવાદી દુનિયા તથા મૂડીવાદી દુનિયા વચ્ચેના સંબંધમાં જે પરિવર્તન આણ્યું છે તેને કારણે દુનિયામાં સોવિયેત રાજ્યની વિદેશ નીતિનું મહત્વ ઓર વધ્યું છે તથા આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે એની પ્રવૃત્તિનું ક્ષેત્ર વધુ વિકાસ પામ્યું છે.

શાહીવાદ–વિરોધી તથા ફાસિવાદ–વિરોધી છાવણીનાં બધાં બળો ન્યાય અને લોકશાહીના પાયા પર રચાએલી વિશ્વશાંતિ સ્થાપવાના પ્રયાસમાં સંયુક્ત છે. અને આ સંયુક્ત પ્રયાસને કારણે સોવિયેત સંઘ તથા નૂતન લોકશાહી દેશો વચ્ચે વિદેશ નીતિના સવાલ પર મૈત્રીભર્યો સહકાર જનમ્યો ને વધુ મજબુત થયો છે.

આ દેશો અને એમાંય મુખ્યત્વે નૂતન લોકશાહીના દેશો—યુગોસ્લાવિયા પોલાંડ, ચેકોસ્લોવાકિયા અને આલ્બેનિયા કે જેમણે ફાસિવાદ સામેના મુક્તિ જંગમાં મુખ્ય ભાગ લીધો હતો તેમજ બલ્ગેરિયા, રુમાનિયા, હંગેરી અને અમુક અંશે ફિન્લેન્ડ કે જે ફાસિવાદ–વિરોધી મોરચામાં જોડાયા છે એ દેશોએ યુદ્ધ પછીના કાળમાં પૂરવાર કરી આપ્યું છે કે તેઓ શાંતિના, લોકશાહીના અને પોતાની આઝાદીના મક્કમ રક્ષક છે. અને અમેરિકા તથા ગ્રેટ બ્રિટન આ દેશોની પ્રગતિનો પથ બદલી તેમને શાહીવાદી ધુંસરી નીચે આણવાના જે પ્રયાસો કરે છે તેનો કટ્ટર સામનો તેઓ કરી રહ્યા છે.

પણ લોકશાહી છાવણીની સફળતા તથા તેની વધતી જતી આંતરરાષ્ટ્રીય આબરૂ શાહીવાદીઓને ગમતી નથી.

જ્યારે બીજું વિશ્વયુદ્ધ ચાલું હતું ત્યારેય ગ્રેટ બ્રિટન તથા અમેરિકાનાં પ્રત્યાઘાતી બળોએ પોતાની પ્રવૃત્તિ વધારી દીધી હતી; એ વખતે તેમની નેમ સાથી સત્તાઓને એક સાથે પગલાં લેતી અટકાવી, યુદ્ધ લંબાવી, સોવિયેત સંઘને વધુ પાયમાલ કરી, ફાસિસ્ટ આક્રમણકારોને સજ્જડ પારજયમાંથી બચાવી લેવાની હતી.

ગ્રેટ બ્રિટન તથા અમેરિકાએ ચર્ચિલની નેતાગીરી નીચે બીજા મોરચાની યોજનામાં જે ભાંગ ફોડ કરી હતી તે આજ નીતિનું પ્રતીક છે; ખરી રીતે આ નીતિ મ્યુનીચ–નીતિનું (તે વખતની નવી બદલાએલી સ્થિતિમાં) અનુસંધાન જ હતું.

પણ હજુ જ્યારે યુદ્ધ ચાલુ હતું ત્યારે બ્રિટન તથા અમેરિકાના પ્રત્યાઘાતી વર્તુળોમાં ખુલ્લં ખુલ્લા સોવિયેત સંઘ તથા લોકશાહી બળોના સામનો કરવાની હિંમત નહોતી; કારણ તેમને ખબર હતી કે સોવિયેત સંઘ તથા લોકશાહી દેશોને પક્ષે દુનિયાની સમસ્ત જનતાની હમદર્દી હતી.

પણ યુધ્ધના છેલ્લા તબક્કાના થોડા મહિનાઓમાં પરિસ્થિતિ બદલવા લાગી. સોવિયેત સંઘ તથા લોકશાહી દેશોનાં વ્યાજબી હિતોને ન્યાય આપવા પ્રત્યે અમેરિકી તથા બ્રિટિશ શાહીવાદીઓએ પોટસડામની ત્રિપક્ષી પરિષદમાં

(જુન ૧૯૪૫)· અનિચ્છા બતાવવા માંડી હતી.

યુદ્ધ પછીનાં છેલ્લાં બે વરસમાં સોવિયેત સંઘ તથા લોકશાહી દેશોની વિદેશ નીતિ લાગલગાટ એ રહી છે કે યુદ્ધ પછીની સમજુતીમાં લોકશાહી સિદ્ધાંતોનો પાયો રહેવો જોઇએ. એક રજ માત્ર પણ ચળ્યા વિના આ સિદ્ધાંતોને અમલમાં આણવા માટે શાહીવાદ—વિરોધી છાવણીના દેશોએ વફાદારીથી તથા લાગલગાટ કોશીષ કરી છે.

પરિણામે લોકશાહી–દેશોની યુદ્ધોત્તર વિદેશ–નીતિની મુખ્ય નેમ લોકશાહી સિધ્ધાંતો પર રચાએલી શાંતિનું સર્જન કરવાની છે; ફાસિવાદનું નામોનિશાન ભૂંસી નાંખી, ફાસિવાદી—શાહીવાદી આક્રમણ ફરી ઉભું ન થાય તેવી સ્થિતિ સર્જવાની છે: વળી આ નેમ દરેક દેશોની સમાનતાનો સિધ્ધાંત માન્ય કરી તેમની રાષ્ટ્રીય સર્વોપરિતાને માન આપવાની છે: અને દરેક દેશના શસ્ત્રસરંજામ પર કાપ મૂકી, એમાં જે સૌથી વધુ વિનાશક શસ્ત્રો નાગરિક પ્રજાને હલાલ કરવા માટે સર્જાયાં છે તેમને ગેરકાયદે કરવાની છે.

આ હેતુઓને અમલમાં આણવાના પ્રયાસમાં સોવિયેત સંઘ તથા લોકશાહી દેશોને અમેરિકા તથા ગ્રેટ બ્રિટનનો સામનો કરવો પડયો છે. યુદ્ધ દરમિયાન સાથી રાજ્યોએ યુદ્ધ પછીની સમજુતી અંગે જે સિદ્ધાંતો જાહેર કર્યા હતા તેમને નામંજુર કરવા યુદ્ધ પછી ગ્રેટ બ્રિટન તથા અમેરિકાએ સતત અને અચકાયા વિના કોશીષ કરી છે. એમની ઇચ્છા શાંતિ તથા લોકશાહીને મજબૂત કરવાના એ સિધ્ધાંતો તથા નીતિ અપનાવવાને બદલે એક નવી નીતિ અપનાવવાની છે. એ નીતિ શાંતિને ખતરામાં નાખવાની છે; ફાસિવાદી તત્વોને રક્ષણ આપવાની છે; દરેક દેશમાં લોકશાહી બળો પર સીતમ ગુજારવાની છે.

દરેક દેશના શસ્ત્ર સરંજામ પર કાપ મૂકવા અંગેના અને એટમ–બોમ્બને ગેરકાયદે ઠરાવવાના સોવિયેત સંઘ તથા બીજા લોકશાહી દેશોના સંયુકત પ્રયાસોનું અતિશય મહત્વ છે.

આ અંગે સોવિયેત સંઘની પ્રેરણાથી સંયુકત રાષ્ટ્રમાં એક ઠરાવ રજૂ કરવામાં આવ્યો હતો. આ ઠરાવમાં શસ્ત્ર–સરંજામમાં ઘટાડો કરવાની માંગ ઉઠાવવામાં આવી હતી; અને એ દિશામાં પ્રથમ અને મુખ્ય પગલાં તરીકે યુધ્ધના હેતુઓ માટે એટમિક શકિતને પેદા કરવાની બંધી કરવી જોઇએ એવી માંગ ઉઠાવવામાં આવી હતી.

સોવિયેત સંઘના આ ઠરાવનો ગ્રેટ બ્રિટન તથા અમેરિકાએ જબ્બર

વિરોધ કર્યો. બધા શાહીવાદી દેશોની સંયુક્ત કોશીષો પાછળની રમત એ હતી કે જે કોઇ નિર્ણય લેવાય એને અમલમાં ન મૂકી શકાય તેવો બનાવવો; એને માટે એમણે અસંખ્ય અને નકામાં બહાનાં કાઢ્યાં હતાં; વિરોધો કર્યા હતા.

સંયુક્ત રાષ્ટ્રની જુદી જુદી સમિતિઓમાં પણ સોવિયેત સંઘ તથા લોકશાહી દેશોના પ્રતિનિધિઓએ લગાતાર લોકશાહી સિદ્ધાંતો પર આંતરરાષ્ટ્રીય સહકાર રચાય તે માટે સતત, રોજબરોજની લડત ચલાવી છે; એ જ પ્રમાણે દુનિયાની શાંતિ તથા જનતાની સલામતી વિરૂધ્ધ શાહીવાદી કારસ્થાનોના ઘડવૈયાઓને તેમણે ખુલ્લા પાડયા છે.

દાખલા તરીકે, આ હકીકત ગ્રીસની ઉત્તરી સરહદો અંગેની ચર્ચામાં સાફ જણાઇ આવી હતી. સોવિયેત સંઘ તથા પોલાંડે સલામતિ સમિતિનો યુગોસ્લાવિયા, બલ્ગેરિયા તથા આલ્બેનિયાને બદનામ કરવા માટે ઉપયોગ થાય તે સામે જબરી લડત ચલાવી હતી. આ ત્રણે દેશો સામે શાહીવાદીઓએ ખોટું આળ ચડાવ્યું છે કે તેઓ ગ્રીસ પર આક્રમણ કરવા માંગે છે.

સોવિયેત વિદેશનીતિની મૂળભૂત ભૂમિકા એ છે કે ઘણા વખત સુધી દુનિયામાં બે સમાજ પ્રથાઓ રહેશે—એક મૂડીવાદી તથા બીજી સમાજવાદી. આમાંથી એ સાફ થાય છે કે સોવિયેત સંઘ તથા બીજા પ્રકારની સમાજ પ્રથાવાળા દેશો વચ્ચે સહકાર શકય છે—પણ શરત એ છે કે બન્ને એકવાર લીધેલાં વચનોનું પાલન કરે તથા પરસ્પર સંબંધનો સિધ્ધાંત સ્વીકારે. એ જાણીતી વાત છે કે સોવિયેત સંઘે પોતે લીધેલી જવાબદારીઓ હમેશાં અદા કરી છે. સોવિયેત સંઘે સહકાર માટેની પોતાની ઇચ્છા પણ વ્યકત કરી છે.

પરંતુ સંયુકત રાષ્ટ્રમાં બ્રિટન તથા અમેરિકા આથી ઉલટી જ નીતિ અમલમાં મૂકી રહ્યા છે. પોતે લીધેલ જવાબદારીઓને મૂકી દેવા તથા એક નવી નીતિ અમલમાં મૂકવા પોતાથી થાય તેટલું બધું તેઓ કરી રહ્યા છે. આ નીતિ પ્રજાઓ વચ્ચે સહકારના પાયા પર રચાએલી નીતિ નથી; પણ એ તો એક બીજાને લડાવવાની નીતિ છે; લોકશાહી દેશોનાં હિતો તથા હક્કોને હાની કરવાની નીતિ છે; સોવિયેત સંઘને એકલું કરી દેવાની નીતિ છે.

સોવિયેત સંઘની નીતિ જે દેશો સહકારની ભાવના વ્યકત કરે તેમની સાથે વફાદાર, સારા પડોશીના સંબંધો જાળવવાની છે. જે દેશો એના સાચા મિત્રો અને સાથીદારો છે, તેમની પ્રત્યે સોવિયેત સંઘે સાચા મિત્ર અને

સાથીદાર તરીકેનું વલણ હમેશાં રાખ્યું છે ને હમેશાં રાખશે. સોવિયેત વિદેશ નીતિએ આ દેશોને વધુ મદદ કરવાની યોજના ઘડી છે.

સોવિયેત વિદેશ નીતિ શાંતિનું રક્ષણ કરવાના સિદ્ધાંત પર રચાઇ છે અને તેથી હારેલી પ્રજાઓ પર વેરભાવના રાખવામાં માનતી નથી.

બધા જાણે છે કે સોવિયેત સંઘ શાંતિ–પસંદ, નિઃશસ્ત્ર તથા લોકશાહી જર્મનીના સર્જનની તરફેણ કરે છે. બિરાદર સ્તાલિને જર્મની અંગે સોવિયેત નીતિ દર્શાવતાં કહ્યું હતું: "ટૂંકમાં, જર્મન પ્રશ્ન અંગેની સોવિયેત નીતિ એટલે જર્મનીનું નિઃશસ્ત્રકરણ તથા લોકશાહીકરણ કહી શકાય...જર્મનીનું નિશસ્ત્ર-કરણ તથા લોકશાહીકરણ સ્થાયી અને કાયમી શાંતિની સ્થાપના કરવા માટેની સૌથી આવશ્યક શરતોમાંની મુખ્ય શરત છે."

પરંતુ સોવિયેત સંઘની જર્મની અંગેની આ નીતિનો અમેરિકા તથા ગ્રેટ બ્રિટનનાં શાહીવાદી વર્તુળો તરફથી સખત સામનો થઈ રહ્યો છે.

૧૯૪૭ના માર્ચ તથા એપ્રિલમાં મોસ્કોમાં ભરાએલી વિદેશ મંત્રીઓની સમિતિની સભામાં એ સાફ થઈ ગયું હતું કે અમેરિકા, ગ્રેટ બ્રિટન તથા ફ્રાંસ જર્મનીનું લોકશાહી નવઘડતર તથા નિશસ્ત્રકરણ અટકાવવા માંગે છે; એટલું જ નહિ, પણ એક સંયુક્ત રાજ્ય તરીકે જર્મનીનો અંત આણી, એના ટુકડા પાડી, દરેક સાથે જુદી શાંતિ–સંધિ કરવા ઇચ્છે છે.

આજે હવે જ્યારે અમેરિકાએ રૂઝવેલ્ટનો પુરાણો રાહ મૂકી દીધો છે અને નવાં લશ્કરી કારસ્થાનોનો માર્ગ સ્વીકાર્યો છે ત્યારે એ નવી પરિસ્થિતિમાં આ દેશો એ નીતિને નવી રીતે આગે બઢાવી રહ્યા છે.



# ૩:

## યુરોપને ગુલામ બનાવવાની અમરિકી યોજના

**બીજા** વિશ્વ યુદ્ધ પછી અમરિકી શાહીવાદે જે ખુલ્લં ખુલ્લા પોતાનો અડ્ડો ફેલાવવાનો આક્રમણકારી માર્ગ સ્વીકાર્યો છે તેનું સ્વરૂપ તેની ગૃહનીતિ તેમજ વિદેશ નીતિ બન્નેમાં સ્પષ્ટ થયું છે.

અમેરિકાએ દુનિયાભરનાં પ્રત્યાઘાતી, લોકશાહી વિરોધી બળોને ટેકો આપવા માંડયો છે; જર્મનીનું લોકશાહીકરણ તથા નિશસ્ત્રીકરણ કરવાના પોટ્સડામ પરિષદે લીધેલા નિર્ણયોને ખતમ કરવા માંડયા છે; જપાની પ્રત્યાઘાતીઓને રક્ષણ આપવા માંડયું છે તથા યુધ્ધની વિશાળ તૈયારીઓ—ખાસ કરીને એટમ બોમ્બ-નો જથ્થો ભેગો કરવા માંડયો છે.

આ બધાની સાથે સાથે તેણે ખુદ અમેરિકાની મહેનતકશ જનતાના પ્રાથમિક લોકશાહી હક્કો પર પણ હુમલો શરૂ કર્યો છે.

બીજા દેશોની સરખામણીમાં અમેરિકાને યુદ્ધ અંગે બહુ ઓછી ખુવારી થઇ હતી; છતાં ય અમેરિકાની જનતાની વિશાળ બહુમતિ લડાઈ અને તેને અંગેની ખુવારી તથા અંકુશો ચાહતી નથી. આથી અમેરિકાના ઇજારાવાદી મૂડીવાદીઓ તથા ત્યાંના રાજકર્તા વર્તુળોમાંના ગુલામોને અસાધારણ પગલાંઓ લેવાં પડયાં છે. આ પગલાંઓ પોતાની આક્રમણકારી વિસ્તરણની યોજનાનો વિરોધ કરનાર સ્થાનિક બળોને કચડવા તથા આ જોખમી નીતિને આગળ ધપાવવા પોતાને છૂટો હાથ મળે તે માટે લેવાયાં છે.

પરંતુ ઇજારાવાદી મૂડીવાદીઓના ટેકાથી અમેરિકાના રાજકર્તાઓએ કમ્યુનિઝમ વિરૂધ્ધ જે જેહાદની જાહેરાત કરી છે તેનું કુદરતી પરિણામ એ આવ્યું છે કે, અમેરિકાના મહેનતકશ વર્ગના મૂળભૂત હક્કો તથા હિતો પર હુમલો થયો છે; અમેરિકાની રાજકીય જીંદગીને ફાસિવાદી સ્વરૂપ અપાયું છે; અને જનતામાં અત્યંત અમાનુષી અને પાશવી સિધ્ધાંતોનો પ્રચાર થયો છે.

અમેરિકાના શાહીવાદીઓના મન પર નવા, ત્રીજા વિશ્વયુધ્ધની તૈયારીઓનું ભૂત ચડી બેઠું છે. પરિણામે પોતાની ચડાઇઓનો જે કાંઇ વિરોધ હોય તેને કચડી નાખવા તેઓ મથી રહ્યા છે; રાજકીય દૃષ્ટિએ પછાત અને અણજાણ અમરિકી જનતાના મનમાં લશ્કરવાદ અને આંધળા રાષ્ટ્રવાદનું ઝેર રેડી રહ્યા છે; અને સિનેમા, રેડિયો, દેવળો અને અખબારો દ્વારા અમેરિકાના સાધારણ નાગરિકોનું માનસ સોવિયેત વિરોધી, કમ્યુનિસ્ટ–વિરોધી પ્રચારથી કુંઠિત કરી રહ્યા છે.

અમરિકી પ્રત્યાઘાતીઓએ શાહીવાદી વિસ્તરણની જે નીતિ અપનાવી છે તેની ચાલ એક સાથે દરેક ક્ષેત્રમાં કામ કરી રહી છે: જેમકે:

(૧) વ્યૂહનીતિની દૃષ્ટિએ લશ્કરી પગલાંઓ ભરવાં
(૨) આર્થિક વિસ્તરણ કરવું
(૩) સિદ્ધાંતિક સંગ્રામ ચલાવવો

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન અમેરિકાની ઉત્પાદન શકિત ખૂબ મોટા પ્રમાણમાં વિકસી હતી. આ યુધ્ધ ઉત્પાદન શકિતઓનો શકય તેટલો સૌથી વધુ ઉપયોગ કરવાની યોજના સાથે અમેરિકાની ભાવિ લડાઇની વ્યુહનીતિની યોજના સંકળાએલી છે.

અમરિકી શાહીવાદ પોતાના દેશને લશ્કરવાદી બનાવવા સતત મથી રહ્યો છે. અમરિકી લશ્કર તથા નૌકાદળનું વાર્ષિક ખર્ચ ૧૧,૦૦૦,૦૦૦,૦૦૦ (૧૧ અબજ) ડોલરથી ય વધુ છે; ૧૯૪૭–૪૮માં અમેરિકાના કુલ બજેટનો ૩૫ ટકા ભાગ સશસ્ત્રદળોને માટે રખાયો હતો; એટલે કે, ૧૯૩૭–૩૮ના એને અંગેના ખર્ચથી ૧૧ ગણું !

● જ્યારે બીજું વિશ્વયુધ્ધ શરૂ થયું ત્યારે અમેરિકાનું લશ્કર દુનિયાનાં લશ્કરોમાં સંખ્યાની દૃષ્ટિએ સત્તરમું હતું. આજે એ સૌથી મોટું લશ્કર છે.

અમેરિકા એટમ બોમ્બનો મોટો જથ્થો ભેગું કરી રહ્યું છે એટલું જ નહિ પણ અમરિકી વ્યુહ નીતિના યોજકો સાફ સાફ કહે છે કે અમેરિકા લડાઇમાં ઝેરી જંતુઓ વાપરવાની પણ તૈયારી કરી રહ્યું છે.

શાંતિના કાળમાં, અમરિકી વ્યુહ નીતિની નેમ અમરિકાથી ખૂબ દૂર આવેલાં સ્થળો પર લશ્કરી મથકો અને ચોકીઓ તૈયાર કરવાની છે. આ મથકો અને ચોકીઓ સોવિયેત સંઘ અને નવી લોકશાહીઓ પર આક્રમણ કરવાની દૃષ્ટિએ તૈયાર થઇ રહ્યાં છે.

અમેરિકા પાસે અત્યારે અલાસ્કામાં, જપાનમાં, ફીટાલીમાં, દક્ષિણ કોરિયામાં, ચીનમાં, ઇટાલીમાં, ઇરાનમાં, ટર્કીમાં, ગ્રીસમાં, ઓસ્ટ્રીઆમાં અને પશ્ચિમી જર્મનીમાં આવાં મથકો ને ચોકીઓ છે, યા એ બાંધી રહ્યું છે.

ઉપરાંત અફઘાનીસ્તાન અને નેપાલમાં ય એનાં લશ્કરી મિશનો છે.

આર્કટીક સમુદ્રને લશ્કરી આક્રમણ માટે ઉપયોગમાં લેવા એ તેજીલી તૈયારીઓ કરી રહ્યું છે.

લડાઈ પૂરી થયે ઘણો વખત થઇ ગયો છે છતાં ય બ્રિટન અને અમેરિકા વચ્ચેની લશ્કરી દોસ્તી ચાલુ જ છે; એટલું જ નહિ પણ બન્ને દેશોનું સંયુકત લશ્કરી વડું મથક પણ ચાલુ જ છે. બધાં હથિયારો એક જાતના બનાવવાના કરારનામાના બહાના હેઠળ અમેરિકાએ બીજા દેશોનાં લશ્કરો તથા લશ્કરી યોજનાઓ પર કાબૂ જમાવી દીધો છે. આમાં ખાસ નામ બ્રિટન તથા કેનેડાનાં છે.

પૃથ્વીના પશ્ચિમ ગોળાર્ધ ( કેનેડા, અમેરિકા, દક્ષિણ અમેરિકા–અમરિકી

ખંડ—અનુ૦ )ના સંયુક્ત બચાવના બહાના હેઠળ, દક્ષિણ અમેરિકાના દેશોને પોતાના લશ્કરી વિસ્તરણની યોજનાની ચુંગાલમાં અમેરિકા આણી રહ્યું છે.

અમરિકી સરકારે સત્તાવાર રીતે ટર્કીના લશ્કરને આધુનિક બનાવવાના કામમાં મદદ કરવાનું માથે લીધું છે.

અત્યાચારી કોમિંટાંગની ( ચાંગ–કાઇ–શેકની સરકાર અનુ૦ ) સેનાને અમરિકી ઉસ્તાદો શિક્ષણ આપી રહ્યા છે; અમરિકી શસ્ત્રસરંજામથી તેને સજ્જ કરવામાં આવે છે.

અમરિકામાં લશ્કરીઓની તાકાત વધી રહી છે; અને સરકારી અમલદારો તથા રાજપુરુષોના હોદ્દાઓ તેમના અનેક માણસોએ ભર્યા છે. આ માણસો અમેરિકાની સમગ્ર નીતિને આક્રમણકારી લશ્કરવાદી પંથે ઘસડી રહ્યા છે.

● અમરિકી શાહીવાદીઓની લશ્કરી વ્યૂહ નીતિની યોજનાઓને સફળ બનાવવા માટે આર્થિક વિસ્તરણ મહત્વનો ભાગ ભજવે છે.

વ્યાજખોર વેપારીની પેઠે અમરિકી શાહીવાદ યુરોપના દેશોની યુદ્ધ પછીની વિટંબણાઓનો લાભ ઉઠાવી રહ્યું છે. અને આમાંય ખાસ કરી સાથી રાજ્યોમાં જે દેશોને યુદ્ધમાં સૌથી વધુ ખુવારી ખમવી પડી હતી, તેમની અનાજ, બળતણ અને કાચા માલ અંગેની અછતનો લાભ ઉઠાવી, અમેરિકા કોઇ પણ પ્રકારની મદદ કરતાં પહેલાં તેમની પાસે ભયંકર શરતો સ્વીકારાવે છે.

આગામી આર્થિક કટોકટીનાં વાદળ ઝઝૂમી રહ્યાં છે, એના પર ધ્યાન રાખી, પોતાની મૂડી રોકવા તથા પોતાનો માલ વેચવા નવાં ઇજારાક્ષેત્રો શોધવા અમેરિકા બહુ ઉતાવળમાં છે. એટલે યુરોપમાંની અમરિકી "મદદ"ની પાછળનો વિશાળ હેતુ યુરોપને અમરિકી મૂડીના સાણસામાં ફસાવવાનો છે. જે દેશની આર્થિક સ્થિતિ વધુ ખરાબ હોય તેની પાસે અમરિકી ઇજારાવાદીઓ વધુ કઠણ શરતો સ્વીકારાવે છે.

પરંતુ આર્થિક અંકુશનું અનિવાર્ય પરિણામ સાફ છે. તે દેશોને અમરિકી શાહીવાદના રાજકીય તાબેદાર બનવું પડે છે. આમ, અમેરિકા પોતાના માલ માટે સુવાંગ બજારોનો વિસ્તાર વધારતુ જાય છે; એટલું જ નહિ પણ, યુરોપમાં નવાં લોકશાહી બળો સામે લડવા નવી ચોકીઓ મેળવે છે.

ટૂંકમાં જે કોઇ દેશને ભૂખમરો તથા પાયમાલીથી અમેરિકા "બચાવે" છે, તેની આઝાદીનું નામોનિશાન સુદ્ધાં તે હજમ કરી જાય છે. અમેરિકાએ કોઇ દેશને "મદદ" કરી કે તરત જ એ દેશની રાજકીય નીતિમાં ફેરફાર થવો જ જોઇએ;

અમેરિકાને અનુકુળ એવી ગૃહનીતિ તેમજ વિદેશ નીતિને વોશિંગટનના હુકમ અનુસાર અમલમાં મૂકવા તૈયાર હોય તેવા જ પક્ષો તથા વ્યક્તિઓ સત્તામાં આવે છે. [ઉદાહરણ ફ્રાંસ, ઇટલી અને બીજા દેશો.]

● અંતમાં, દુનિયામાં સર્વોપરિ થવાની અમેરિકાની મહેચ્છા તથા લોકશાહી–વિરોધી નીતિને કારણે એને સિદ્ધાંતિક લડત પણ લડવી જ પડે તે સ્વાભાવિક છે,

અમેરિકાની લશ્કરી વ્યૂહનીતિની યોજનાના સિદ્ધાંતિક ભાગ પાછળની મુખ્ય નેમ સોવિયેત સંઘ તથા નૂતન લોકશાહીના દેશો આક્રમણકારી હેતુ ધરાવે છે તેવો જૂઠ્ઠો આરોપ કરી તેમને બદનામ કરવાની છે. અને બ્રિટન તથા અમેરિકા તો માત્ર બચાવ કરી રહ્યા છે એમ બતાવી, નવા વ્યુહની પોતે જે તૈયારીઓ કરી રહ્યું છે તેની જવાબદારીમાં છટકવાની અમેરિકાની નેમ છે.

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન પરદેશમાં સોવિયેત સંઘની લોકપ્રિયતા ખૂબ વધી હતી. શાહીવાદ સામે એણે વીરતાભરી અને વફાદાર લડત ખેલી હતી; તેથી બધા દેશોની મહેનતકશ જનતામાં એને માટે પ્રેમ અને માન થયાં હતાં.

સમાજવાદી રાજ્યની આર્થિક તથા લશ્કરી તાકાત અને સોવિયેત સમાજની રાજકીય અને નૈતિક એકતા સમગ્ર દુનિયા સમક્ષ બિલકુલ સ્પષ્ટ થયાં હતાં.

આમ સમગ્ર દુનિયાની મહેનતકશ જમાતના મત પર સમાજવાદી પ્રથાએ જે ઉંડી છાપ પાડી હતી તેને ભૂંસી નાંખવા અમેરિકા તથા ગ્રેટ બ્રિટનના પ્રત્યાઘાતીઓ ખુબ ઉત્સુક છે. યુધ્ધખોરો બરાબર સમજે છે કે સોવિયેત સંઘ સામે લડવા માટે, તેમના સૈનિકો તૈયાર થાય તે પહેલાં લાંબી સિદ્ધાન્તિક તૈયારીઓની જરૂર છે.

અમરિકી શાહીવાદીને રાજકીય પ્રશ્નોમાં બહુ સમજ નથી. સોવિયેત સંઘ સામેના સિદ્ધાંતિક સંગ્રામમાં–સોવિયેત સંઘ લોકશાહી વિરોધી તથા આપખુદ શાહીનો દેશ છે જ્યારે અમેરિકા, ગ્રેટ બ્રિટન તથા સમગ્ર મૂડીવાદી દુનિયામાં લોકશાહી છે—એવી વાત પર સૌથી વધુ ભાર મૂકી અમરિકી શાહીવાદીઓ પોતાના અજ્ઞાનનું પ્રદર્શન કરી રહ્યા છે.

સિદ્ધાંતિક સંગ્રામના આ ક્ષેત્રે–મૂડીવાદી નકલી લોકશાહીનો બચાવ કરવામાં તથા સોવિયેત સંઘને આપખુદશાહીનો દેશ કહેવામાં કામદાર વર્ગના એક પણ અપવાદ વિના બધા દુશ્મનોએ—મૂડીવાદી ખેરખાંઓથી માંડી મવાળ સમાજવાદી નેતાઓએ–સંયુકત મોરચો રચ્યો છે. આ મવાળ સમાજવાદી નેતાઓ

એમના શાહીવાદી માલિકોનો ઇશારો થતાં સોવિયેત સંઘ સામેના કોઇ પણ જુઠ્ઠા આળને શક્ય તેટલી ઉત્કંઠાથી ઝડપી લે છે.

આ બધા જુઠ્ઠા પ્રચારનો અર્થ એ છે કે લોકશાહી દેશમાં એકથી વધુ પક્ષો હોવા જોઇએ; અને એક સંગઠિત લઘુમતિ પક્ષ વિરોધમાં હોવો જોઇએ.

આ આધાર પર બ્રિટનના લેબર પક્ષવાળાઓ (જેઓ કમ્યુનિઝમ સામેની પોતાની લડતમાં એક પણ હથિયાર હેઠું મૂકતા નથી) સોવિયેત સંઘમાં પરસ્પર વિરોધી વર્ગો તથા તેને અનુસરતા પક્ષો શોધવા માંગે છે. એ રાજકીય અણુઘોને એટલી પણ સમજ પડતી નથી કે મૂડીવાદીઓ અને જમીનદારો જેવા વિરોધી વર્ગોનું અને એને કારણે ઉભા થતા બે પક્ષોનું અસ્તિત્વ સોવિયેત સંઘમાં ક્યારનું ય મટી ચૂક્યું છે. એમના દિલમાં વ્હાલા લાગતા મૂડીવાદી રાજકીય પક્ષો (આમાં નકલી સમાજવાદી પક્ષો પણ આવી જાય) શાહીવાદના દલાલ તરીકે કામ કરવા સોવિયેત સંઘમાં હોય તો તેમને ગમે. પણ એમને ગમે એટલો અફસોસ થાય તો ય, શોષક મૂડીવાદના આ પક્ષોને મીટાવી દેવાનું ઇતિહાસે નક્કી કર્યું છે.

સોવિયેત સંઘને બદનામ કરવા આ લેબર પક્ષવાળાઓ તથા મૂડીવાદી લોકશાહીના બીજા ખાંધિયાઓ આટઆટલાં માથાં પછાડે છે; ત્યારે બીજી બાજુ, ગ્રીસ અને ટર્કીમાં નાનકડી ફાસિવાદી ખૂની લઘુમતિની જનતા પરની સરમુખત્યારશાહી તેમને તદ્દન સ્વાભાવિક લાગે છે! મૂડીવાદી દેશોની ઉપલક લોકશાહી સામે તેઓ આંખો બંધ કરે છે. અને અમેરિકામાં લોકશાહી હકોને, કશી જ પરવા કર્યા વિના, જલાવી દેવામાં આવે છે, તેની વિરુદ્ધ કે રાષ્ટ્રીય અને જાતીય દમન વિરુધ્ધ તેઓ અક્ષર પણ ઉચ્ચારતા નથી.

યુરોપને ગુલામ બનાવવાની યોજનાઓની સાથે સાથે જે સિદ્ધાંતિક આંદોલન ચાલી રહ્યું છે તેમાં રાષ્ટ્રીય સર્વોપરિતા (રાષ્ટ્રીય આઝાદી—અનુ.) પર હુમલો થઇ રહ્યો છે. અને દરેક પ્રજાએ પોતાની સર્વોપરિતાના હકો છોડી દેવા જોઇએ તેવી અપીલ થઇ રહી છે. કારણ (અમેરિકનોને પ્રિય એવો) "દુનિયાની સરકાર" સ્થાપવાનો વિચાર રાષ્ટ્રીય આઝાદીની ભાવનાથી વિરૂધ્ધ છે.

આ પ્રચાર પાછળનો હેતુ બીજી પ્રજાઓની રાષ્ટ્રીય સર્વોપરિતાને નિર્દય રીતે કચડી રહેલા અમેરિકી શાહીવાદના અમર્યાદ વિસ્તરણ પર બુરખો ઓઢાડી, અમેરિકાને વિશ્વવર્તી શકે તેવા કાયદાઓના તરફદાર તરીકે રજૂ કરવાનો તથા જે લોકો અમેરિકાની ઘૂસણનીતિનો વિરોધ કરે તેમને "પુરાણા અને સ્વાર્થી"

રાષ્ટ્રવાદના અનુયાયી તરીકે દેખાડવાનો છે.

"દુનિયાની એક સરકાર" સ્થાપવાનો ખ્યાલ મૂડીવાદી બુદ્ધિજીવી, તુકડે-બાજો તથા કોઇ પણ ભોગે શાંતિ સ્થાપવી જોઇએ તેમ માનનાર પોકળ શાંતિવાદીઓએ ઉપાડી લીધો છે; અને હવે જે પ્રજાઓ અમરિકી દાદાગીરી સામે પોતાની આઝાદીનો બચાવ કરે છે તેમને સિધ્ધાંતિક દૃષ્ટિએ હથિયારહીન કરવા " દુનિયાની એક સરકાર " ના ખ્યાલનો ઉપયોગ કરવામાં આવે છે; એટલું જ નહિ, સોવિયેત સંઘ સામેના એક પ્રચાર સૂત્ર તરીકે પણ એને વાપરવામાં છે. કારણ કે સોવિયેત સંઘ સતત રીતે અને અચકાયા વિના નાની મોટી બધી પ્રજાઓની સાચી સમાનતા અને રક્ષણના સિધ્ધાંતમાં માને છે; ને તેના માટે લડે છે.

અને આથી, આજની પરિસ્થિતિમાં અમેરિકા તથા ગ્રેટ બ્રિટનવાળા શાહીવાદી દેશો તથા તેમની સાથે સંકળાએલા બીજા દેશો રાષ્ટ્રીય આઝાદી અને પ્રજાઓના સ્વનિર્ણયના જોખમી દુશ્મનો બને છે; જ્યારે સોવિયેત સંઘ તથા નૂતન લોકશાહીના દેશો પ્રજાઓના સ્વનિર્ણયના હક્ક અને સમાનતા પરના હુમલા સામેના આધાર ભૂત રક્ષકો બને છે.

સમજવા જેવી વાત છે કે આજે બુલિટ જેવા અમરિકી લશ્કરી—રાજકીય જાસુસી દળોના દલાલો, ગ્રીન જેવા માલિક પક્ષી ટ્રેડ યુનિયનિસ્ટો, મૂડીવાદના અચૂક સેવક બ્લૂમની સરદારી હેઠળના ફ્રેંચ સમાજવાદીઓ, જર્મન સોશિયલ ડેમોક્રેટ શુમેકર તથા બેવીન જેવા લેબર પક્ષવાળાઓ બધાય અમરિકી શાહીવાદના આ સિદ્ધાન્તિક ક્ષેત્રની યોજના પાર પાડવામાં કાકામામાનાઓની જેમ ભેગા મળ્યા છે.

આજને તબક્કે પોતાના વિસ્તારની અમેરિકાની મહેચ્છા "ટ્રુમેન સિદ્ધાંત" અને "માર્શલ યોજના"માં નક્કર સ્વરૂપ લે છે. જો કે આ બન્ને બાહ્ય સ્વરૂપમાં ભિન્ન છે; પરંતુ બન્નેમાં યુરપને ગુલામ બનાવવાની અમરિકી ચાલ મૂર્તિમંત બને છે.

" ટ્રુમેન સિદ્ધાંત"ના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છે—

૧) ભૂમધ્ય સમુદ્રના વિસ્તારમાં અમેરિકાની સર્વોપરિતા જમાવવા, પૂર્વ ભૂમધ્યમાં અમરિકી મથકો બાંધવા.

૨) બાલ્કન પ્રદેશના નૂતન લોકશાહી દેશોની વિરૂધ્ધ અમરિકી શાહીવાદી દુર્ગ બાંધવા ટર્કી તથા ગ્રીસની પ્રત્યાઘાતી સરકારોને ખુલ્લં ખુલ્લી ( જેમકે ગ્રીસ ને ટર્કીને લશ્કરી તેમ જ ટેકનિકલ મદદ કરવી, નાણાં ધીરવા, મદદ આપવી.

૩) 'નૂતન લોકશાહીના દેશો એકહથ્થુ દેશો છે, તેમને બીજા દેશો પર વિસ્તાર કરવો છે' તેવા ખોટા આરોપો તેમના ઉપર કરવા આ દેશોની સરકારના લોકશાહી પાયા પર હુમલા કરવા; ત્યાંના રાષ્ટ્રવિરોધી લોકશાહી વિરોધી બળોને ટેકો આપવો અને આ દેશોની આંતરિક બાબતોમાં સતત દખલ કર્યા કરવી; એમની સામે વધુ આર્થિક મુસ્કેલીઓ ઉભી કરવાના હેતુથી, એમનો આર્થિક વિકાસ રોકવા તથા એમનું ઔદ્યોગીકરણ વગેરે અટકાવવાના હેતુથી એમની સાથેના આર્થિક સંબંધો તોડી નાખવા—આ બધી રીતે નૂતન લોકશાહી દેશો પર દબાણ આણવું.

લોકશાહી જનતાનો સક્રિય સામનો કરનારી તથા ખુલ્લં ખુલ્લાં આક્રમણકારી સ્વરૂપવાળી બધી પ્રત્યાઘાતી સરકારોને અમરિકી મદદ કરવાનો પ્રબંધ "ટ્રુમેન સિદ્ધાંત"માં રહેલો છે. દરેક વસ્તુ કરવા ટેવાએલા અમરિકી મૂડીવાદીઓના કેટલાક વર્તુળોને પણ એની જાહેરાતે અફસોસ કરતા કર્યા હતા. અમેરિકામાં તથા બીજા દેશોના પ્રગતિશીલ પ્રજામતે ટ્રુમેનની આ જાહેરાતના ઉશ્કેરણીખોર તથા ખુલ્લં ખુલ્લા શાહીવાદી સ્વરૂપ સામે સખત વિરોધ કર્યો હતો.

"ટ્રુમેન સિદ્ધાંતને આવો આવકાર મળ્યો એટલે પછી "માર્શલ યોજના"-ને બહાર આવવાની જરૂરત પડી. પરંતુ "માર્શલ યોજના"માં ય એની એ શાહીવાદી નીતિ જરા વધુ કાગળથી ઢાંકીને અમલમાં મૂકવાનો પ્રયાસ છે.

"માર્શલ યોજના"માંની જાણી જોઈને મોઘમ રાખેલી કલમોના અર્થ એ છે કે અમેરિકાના ઉપકાર નીચે દબાયેલા દેશોનું એક જૂથ ઉભું કરવું ઉપરાંત યુરપના દેશોને એમની આર્થિક આઝાદી અને પછીથી રાજકીય આઝાદીના બળતરમાં અમેરિકાએ નાણાં ધીરવાનો પ્રબંધ પણ આ યોજનામાં છે. ઉપરાંત "માર્શલ યોજના"નો એક મુખ્ય પાયો એ છે કે. અમેરિકી ઇજારાવાદીઓના અંકુશ તળેના પશ્ચિમી જર્મનીની "આર્થિક પુનઃ સ્થાપના" કરવી.

આ યોજનાની જાહેરાત પછીની અમેરિકી નેતાઓની વાતો અને તેમનાં નિવેદનો પરથી સમજાય છે કે તે યોજના પ્રમાણે પહેલી મદદ યુધ્ધના ગરીબ વિજેતા દેશો અને જર્મની વિરોધી યુદ્ધ વખતના અમેરિકાના સાથી રાજ્યોને નહિ, પણ જર્મનીના મૂડીવાદીઓને આપવામાં આવશે આમ કરી જર્મની તથા યુરપને માટે જરૂરી કોલસા અને લોખંડનાં સાધનોને અમેરિકાના કબજે આણવાની તથા જે દેશોને કોલસા અને લોખંડની જરૂરત છે તેમને જર્મનીની પુનઃસ્થાપિત આર્થિક સત્તા તળે આણવાની નેમ પણ આ યોજના પાછળ છે.

અંતે તો, માર્શલ યોજનાનો ઉદ્દેશ બ્રિટન અને ફ્રાંસને પણ બીજી કક્ષાની સત્તા તરીકે નીચા પાડવાનો છે; છતાં આજે તો બ્રિટનની એટલી–લેબર–સરકાર અને ફ્રાંસની રામાદિયેર સમાજવાદી સરકાર ડૂબતો માણસ તરણું ઝાલે તેમ આ યોજનાને બાઝી પડી છે !

એ તો જાણીની વાત છે કે, અમેરિકાએ આપેલ ૩,૭૫૦,૦૦૦,૦૦૦ (૩ અબજ ૭૫ કરોડ) ડોલરની લોન બ્રિટન લગભગ ખાઇ ચૂક્યું છે. એ પણ જાણીતી વાત છે કે આ લોન એવી કપરી શરત પર ધીરવામાં આવી હતી કે બ્રિટનના હાથ પગ એથી બંધાઇ ગયા હતા. નાણાંકીય રીતે પોતે અમેરિકાના ગાળિયામાં ફસાઈ હતી છતાં પણ બ્રિટિશ લેબર સરકાર નવી લોનો માંગ્યા સિવાય બીજો કોઇ રસ્તો કાઢી શકી નહિ.

પરિણામે આર્થિક કટોકટીમાંથી છટકવા માટેના એક માર્ગ તરીકે, બ્રિટને "માર્શલ યોજના"ને વધાવી લીધી. ઉપરાંત અમેરિકાના દેવાદાર પશ્ચિમ યુરોપી દેશોના જૂથમાં અમેરિકાના મુખ્ય આડતિયા તરીકે ભાગ ભજવી, બીજા નબળા દેશોને ભોગે લાભ ઉઠાવવાની બ્રિટિશ રાજપુરૂષોને આશા હતી.

બ્રિટિશ મૂડીવાદીઓને આશા હતી કે "માર્શલ યોજના"નો ઉપયોગ કરી અમરિકી ઇજારાવાદીઓનો અંકુશ સ્વીકારી, તેમની સેવા કરી અનેક દેશોમાં ને ખાસ કરીને બાલ્કન ડાન્યુબ નદીના પ્રદેશના દેશોમાં પોતાની ગુમાવેલી સ્થિતિ પાછી મેળવી શકાશે.

અમરિકી દરખાસ્તોને "તટસ્થતા"નું મોટું બિરૂદ મળે તે માટે એમ પણ નક્કી કરવામાં આવ્યું કે ફ્રાંસને પણ "માર્શલ યોજના"ને અમલમાં મૂકવામાં પહેલ કરનારા દેશોમાં લેવું. ૧૯૪૭ના મે મહિનામાં કમ્યુનિસ્ટોને ફ્રેંચ સરકારમાંથી હાંકી કાઢવાની શરત પર જ્યારે અમેરિકા પાસેથી ફ્રાંસે લોન લીધી હતી ત્યારે જ એણે પોતાની લગભગ અરધી આઝાદીનો ભોગ આપી દીધો હતો.

વોશિંગટનથી મળેલી સૂચના અનુસાર, બ્રિટિશ અને ફ્રેંચ સરકારોએ માર્શલની દરખાસ્તો અંગેની ચર્ચામાં સોવિયેત સંઘને પણ આમંત્રણ આપ્યું હતું. આ દરખાસ્તોના સોવિયેત સંઘ વિરૂધના સ્વરૂપને ઢાંકવા માટે આ આમંત્રણ આપવામાં આવ્યું હતું. એ તો પહેલેથી ખબર હતી કે માર્શલે રજુ કરેલી શરતો પર અમરિકી મદદ સ્વીકારવાનો સોવિયેત સંઘ ઇન્કાર કરશે. આથી એ લોકોએ ગણતરી કરી કે સોવિયેત સંઘ પર "યુરોપની આર્થિક પુનઃસ્થાપનામાં મદદ કરવાની ના પાડવાનો" આરોપ ઓઢાડી શકાશે; અને આમ કહી સાચી

મદદની જેમને જરૂર છે તેવા યુરપના દેશોને સોવિયેત સંઘ વિરૂદ્ધ ઉશ્કેરી શકાશે. બીજી બાજુ, સોવિયેત સંઘ વાટાઘાટોમાં ભાગ લેવાની હા પાડે તો "અમરિકાની મદદથી યુરપની આર્થિક પુનઃ સ્થાપના" કરવાની જાળમાં પૂર્વ તથા અગ્નિ યુરપના દેશોને મારવાનું સહેલું પડશે.

આમ ટ્રુમેન–યોજના આ દેશોને ત્રાસથી દબાવવાના હેતુથી યોજાઈ હતી; ત્યારે "માર્શલ યોજના" પાછળની નેમ એ દેશોની આર્થિક અડગતાને ચકાસી, તેમને જાળમાં ફસાવવાની અને પછી ડોલર "મદદ"ની જંજીરોમાં બાંધી દેવાની હતી.

અને આમ થાય તો માર્શલ–યોજના અમેરિકાના કાર્યક્રમના એક મહત્વના હેતુને બર આણી શકે. એ હેતુ એટલે નૂતન લોકશાહીના દેશોમાં શાહીવાદની સત્તાને પાછી સ્થાપવી અને સોવિયેત સંઘ સાથેના નિકટના આર્થિક તથા રાજકીય સહકારને છોડવા તેમને ફરજ પાડવી.

સોવિયેત સંઘના પ્રતિનિધિઓએ બ્રિટન તથા ફ્રાંસની સરકાર સાથે પારીસમાં માર્શલની દરખાસ્તો ચર્ચવાનું કબૂલ કર્યું; અને પારીસમાં આખા યુરોપ માટેના આર્થિક કાર્યક્રમને અમલમાં મૂકવાની પોકળતા ખુલ્લી પાડી બતાવ્યું કે બ્રિટન અને ફ્રાંસની છત્રછાયા તળે યુરોપની નવી સંસ્થા સ્થાપવાની પાછળ યુરોપના દેશોની આંતરિક બાબતમાં દખલ કરવાની તથા તેમની રાષ્ટ્રીય સર્વોપરિતાનું ઉલ્લંઘન કરવાની ધમકી રહેલી છે.

સોવિયેત સંઘના પ્રતિનિધિઓએ એ વાત પણ બતાવી કે "માર્શલ યોજના" આંતરરાષ્ટ્રીય સહકારના સ્વાભાવિક સિધ્ધાંતોની વિરૂદ્ધ છે; એ 'યોજના'–ની પાછળ યુરોપના ટુકડા કરવાનો ભય તથા અમેરિકાના મૂડીવાદી હિતોને ચરણે યુરોપના ઘણા બધા દેશોને ધરવાની ધમકી છે; એની નેમ યુધ્ધકાળના સાથીઓને પાછળ રાખી જર્મનીની ઇજારાવાદી પેઢીઓને મદદ કરવાની છે; ને એ "યોજના" ની ગણતરી મુજબ આ પેઢીઓએ યુરોપમાં ખાસ ભાગ ભજવવાનો છે.

સોવિયેત સંઘે લીધેલી આ સ્પષ્ટ વલણથી અમરિકી શાહીવાદીઓ તથા તેમના બ્રિટિશ તથા ફ્રેંચ સાથીદારોનો બુરખો ચીરાઈ ગયો.

પછીની સમગ્ર યુરોપની પરિષદ ભૂંડી રીતે નિષ્ફળ થઈ. યુરોપના નવ રાજ્યોએ એમાં ભાગ લેવાનો ઇન્કાર કર્યો. પણ જે દેશોએ "માર્શલ યોજના" અંગેની વાટાઘાટોમાં ભાગ લેવાનું અને એને અમલમાં મૂકવા નક્કર પગલાંઓ ચર્ચવાનું કબુલ્યું, તે દેશોમાં ય આ "યોજના" અંગે કોઇ ઉત્સાહ નહોતો બતા-

વાર્યો અને એનું ખાસ કારણ એ હતું કે સૌને તરત જ સમજાઈ ગયું કે આ યોજનાની પાછળ સાચી મદદ કરવાનો હેતુ નહોતો, એવું સોવિયેત સંઘે કરેલ વિદ્વાન વ્યાજબી હતું.

માર્શલની દરખાસ્તોને અમલમાં મૂકવા અમેરિકન સરકારને પણ બહુ કાંઈ પડી નહોતી એ પણ તરત જ ખબર પડી ગઈ. અમરિકી કોંગ્રેસ (પાર્લમેન્ટ–અનુ૦)ના નેતાઓએ કબુલી લીધું કે યુરોપના દેશોને ૧૯૪૮ પહેલાં નવી લોનો આપવાના સવાલને કોંગ્રેસ હાથમાં લેશે નહિ.

આમ, માર્શલ યોજનાને અમલી બનાવવાની પારીસની યોજનાનો સ્વીકાર કરી, ખુદ બ્રિટન, ફ્રાંસ અને પશ્ચિમી યુરપના બીજા રાજ્યો અમરિકી ચાલમાં ઉલ્લુ બન્યા.

ને છતાં ય. અમેરિકાની છત્ર છાયા તળે એક **પશ્ચિમી જૂથ** બનાવવાની કોશીષો હજુય ચાલુ છે.

એ વાત પર ધ્યાન રાખવુ જોઈએ કે પશ્ચિમી જૂથના અમરિકી સ્વરૂપનો, અમેરિકા પર અવલંબતા બ્રિટન અને ફ્રાંસ જેવા દેશોમાં પણ, સખત સામનો થશે.

યુરોપમાં કમ્યુનિઝમ અને લોકશાહીનો સામનો કરવા શકિતમાન એવા જર્મન શાહીવાદની પુનઃસ્થાપના કરવાની ભાવિ યોજના, બ્રિટન અને ફ્રાંસને બહુ મનપસંદ નહિ જ લાગે. ને આહીં ય એંગ્લો–અમરિકી–ફ્રેંચ જૂથનો એક આંતરિક વિરોધ છે.

એ સાફ જણાય છે કે સોવિયેત સંઘ તથા યુરોપના નૂતન લોકશાહી દેશોનો સામનો કરવાની તાકાત તરીકે ફ્રાંકો (સ્પેનના ફાસિવાદી સરમુખત્યાર–અનુ૦) અને ગ્રીક ફાસિવાદીઓને અમરિકી ઇજારાવાદીઓ બહુ આધારભૂત ગણતા નથી. ને એટલે તેઓ પોતાની મુખ્ય મદાર મૂડીવાદી જર્મનીની પુનઃસ્થાપના પર બાંધે છે. એમને એમ છે કે એ માર્ગે જ યુરોપનાં લોકશાહી બળો સામેની લડતમાં વિજય મેળવવાની એક ગેરંટી મળશે. બ્રિટનના લેબર પક્ષીઓ કે ફ્રેંચ સમાજવાદીઓ ઉપર પણ તેમનો વિશ્વાસ નથી: જો કે એ બન્નેને ખુશ રાખવાની તેમની ઈચ્છા તો છે જ. પણ એમને મન આ બન્ને "અર્ધ–કમ્યુનિસ્ટો" છે; પોતાના વિશ્વાસને પરતા લાયક નથી !

અને આ કારણને અંગે જ જર્મનીનો સવાલ અને ખાસ કરી સોવિયેત સંઘ વિરૂદ્ધના રાજ્યોના જૂથના ભાવિ ઔદ્યોગિક મથક તરીકે રૂહર પ્રદેશનો

સવાલ આંતરરાષ્ટ્રીય રાજકારણના ક્ષેત્રે આટલો મહત્વનો ભાગ ભજવી રહ્યો છે. સાથે એ જ સવાલ પર અમેરિકા, બ્રિટન અને ફ્રાંસ વચ્ચે ભારે ઝઘડો છે.

અમરિકી મૂડીવાદની ભૂખ બ્રિટન અને ફ્રાંસમાં ગંભીર બેચેની ફેલાવ્યા વિના રહે નહિ, એ સ્વાભાવિક છે. અમેરિકાએ સાફ સાફ જાહેર કરી દીધું છે કે રૂહર પ્રદેશને બ્રિટનના હાથમાંથી લઈ લેવાની એની ઇચ્છા છે. એણે એ પણ માંગ કરી છે કે જર્મનીના જે ત્રણ ભાગ પર અમેરિકા, બ્રિટન તથા ફ્રાંસનો કબજો છે, તે ત્રણેય ભાગોને ભેળવી દેવા જોઇએ અને અમરિકી કાબુ તળે પશ્ચિમ જર્મનીનું રાજકીય વિભાગીકરણ સંપૂર્ણ થવું જોઇએ. અમરિકાએ એ પણ આગ્રહ રાખ્યો છે કે અમરિકી છત્રછાયાવાળી મૂડીવાદી પેઢીઓ નીચે રૂહરના પોલાદની પેદાશ વધારવી જોઇએ. માર્શલે યુરોપનં પુનઃનિર્માણ કરવા જે નાણાં આપવાનું વચન આપ્યું છે તેનો અર્થ વોશિંગ્ટનમાં એવો થાય છે કે જર્મન મડીવાદીઓને સૌથી પહેલી મદદ કરવાની છે.

આમ આપણે જોઇએ છે કે યુરોપમાં અમરિકા જે "પશ્ચિમ જૂથ" બાંધવા મથે છે, એ ચર્ચીલની "યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ યુરોપ" યુરોપીય સંયુકત રાષ્ટ્રોની યોજનાથી જુદી છે. ચર્ચીલની યોજનામાં એ જૂથ બ્રિટિશ નીતિને અનુકૂળ થવાનું હતું. પણ અમેરિકાની યોજના મુજબ તો એ જૂથ અમેરિકાનું આશ્રિત બની રહેવાનું છે; ને એમાં યુરોપના સ્વતંત્ર દેશોએ (જેમાં ખુદ બ્રિટન આવી જાય છે) જે ભાગ ભજવવાનો છે તે "અમરિકાના તાબાના ૪૯મા રાજ્ય"થી બહુ જુદો નથી.

અમરિકી શાહીવાદ બ્રિટન તથા ફ્રાંસ સાથેના એના વર્તાવમાં વધુ ને વધુ ઉદ્ધત અને વિવેકહીન થતો જાય છે. પશ્ચિમ જર્મનીના ઔદ્યોગિક ઉત્પાદનની સીમા નક્કી કરવા અંગેની દ્વિપક્ષી, ત્રિપક્ષી વાટાઘાટો. (બ્રિટન–અમરિકા વચ્ચે, અમરિકા–ફ્રાંસ વચ્ચે) પોટસડામ નિર્ણયોનું આપખુદ ઉલ્લંઘન કરે છે, એટલું જ નહિ પણ આ વાટાઘાટામાં પોતાના ભાગીદારોનાં મહત્વનાં હિતો અંગે અમરિકાને મુદ્દલે પડી નથી એ સાફ થાય છે.

બ્રિટન અને ફ્રાંસને—અને ખાસ કરીને ફ્રાંસને અમેરિકાના હુકમો સાંભળવા પડે છે અને ચૂં કે ચાં કર્યા વિના એ હુકમો માનવાની તેને ફરજ પાડવામાં આવી છે. લંડન અને પારીસમાંના અમરિકી રાજપુરૂષોનું વર્તન ગ્રીસમાંના અમરિકી રાજપુરૂષોના વર્તનની ઘેરી યાદ આપે તેવું છે. ગ્રીસમાં તો તેઓ પ્રાથમિક સભ્યતા પાળવાનું પણ બીન જરૂરી માને છે. ગ્રીક પ્રધાનોને મનફાવે

તેમ નીમે છે ને બરતરફ કરે છે; વિજેતાઓ તરીકે વરતે છે.

આમ યુરોપનાં ડોઍઝીકરણની આ યોજના (પહેલા વિશ્વયુદ્ધ પછીની અમરિકી મૂડીવાદની યુરપ અંગેની યોજના—અનુ૦) યુરપની જનતાના મૂળભૂત હિતો પર ઘા કરે છે અને યુરપને અમરિકી બંદી બનાવવાની યોજના છે.

“ માર્શલ યોજના” યુરોપના લોકશાહી દેશોના ઔદ્યોગીકરણના મૂળમાં ઘા કરે છે; અને એ રીતે તે દેશોની આઝાદી અને સ્વતંત્રતા પર ઘા કરે છે. ડૉઝ યોજના વખતે એ યોજના વિરુધ્ધનાં બળો આજનાં માર્શલ યોજના–વિરોધી બળોથી ઘણાં વધુ નબળાં હતાં; છતાં ડૉઝ યોજના અસફળ થવા જ સર્જાઈ હતી. સોવિયેત સંઘને બાજુ રાખીએ તો ય, આજે યુદ્ધોત્તર યુરપમાં એવાં પૂરતાં બળો છે કે જો તેઓ નિર્ણય અને દૃઢ ઇચ્છા બતાવે, તો યુરોપને ગુલામ બનાવવાની માર્શલ યોજનાને ધૂળભેગી કરી શકે. જરૂર એક જ વાતની છે કે એ યોજનાનો વિરોધ કરવા યુરપની પ્રજા નિર્ણાયક વલણ અખત્યાર કરે. જ્યાંસુધી સોવિયેત સંઘને લાગે વળગે છે ત્યાં સુધી એ યોજનાને નિષ્ફળ કરવા પોતે કોઈ પણ પ્રયાસની કચાશ રાખશે નહિ.

શાહીવાદ–વિરોધી છાવણીના દેશોએ માર્શલ યોજનાનું જે મૂલ્યાંકન કર્યું હતું તે ત્યાર પછીના બનાવોએ સંપૂર્ણ સાચું ઠરાવ્યું છે. માર્શલ યોજનાના સંબંધમાં લોકશાહી છાવણીના દેશોએ પુરવાર કરી આપ્યું છે કે તેઓ યુરપની બધી પ્રજાઓની આઝાદી અને સ્વતંત્રતાની રક્ષા કરની જબરજસ્ત તાકાત છે. ડોલર રાજનીતિની દંભી ચાલબાજીથી એ દેશો જેમ ભરમાયા નહોતા તેમ દાદા-ગીરીથી ગભરાઈ નમી પડવાનો પણ તેમણે ઇન્કાર કર્યો છે.

આર્થિક પુનઃસ્થાપનાનું કામ ઝપાટે કરવા પરદેશી લોનો, ને ખાસ કરીને અમરિકી લોનોનો ઉપયોગ કરવા સામે સોવિયેત સરકારે કદી ય વિરોધ કર્યો નથી. પણ સોવિયેત સંઘે સાથે સાથે એ પણ વલણ લીધું છે કે આવી લોનો અંગેની શરતો બહુ ભારે પડતી ન હોવી જોઈએ; અને એને પરિણામે દેવાદાર દેશ ધીરનાર દેશની આર્થિક અને રાજકીય ગુલામીમાં ન આવવું જોઈએ.

આ રાજકીય દૃષ્ટિએથી, સોવિયેત સંઘે હમેશાં જાહેર કર્યું છે કે કોઈ પણ દેશની અર્થ રચનાની પુનઃ સ્થાપના કરવાનું મુખ્ય સાધન પરદેશથી ઉછીના લીધેલાં નાણાં ન હોઈ શકે કોઈ પણ દેશની આર્થિક પુનઃ સ્થાપનાનું મુખ્ય અને સૌથી મહત્વનું સાધન ખુદ એ જ દેશનાં આંતરિક બળો તથા સાધનોનો ઉપયોગ અને પોતાના ઉદ્યોગોનું સર્જન હોવું જોઇએ.

અને આજ રીતે એ દેશ પોતાની આઝાદી પરના પરદેશી મૂડીના હુમ-લાઓ સામે ગેરંટી મેળવી શકે; કેમકે પરદેશી મૂડી બીજા દેશોને હમેશાં આર્થિક અને રાજકીય ગુલામ બનાવવાના સાધન તરીકે લેનો વગેરે ધારે છે.

અને "માર્શલ યોજના" પણ આ જ હેતુથી સરજાએલી છે. તે યુરોપના દેશોના ઔદ્યોગીકરણનાં મૂળમાં જ ઘા મારશે; અને એ રીતે, એની પાછળ એ દેશોની આઝાદીને કોરી ખાવાની નેમ છે.

સોવિયેત દ્દઢતાપૂર્વક માને છે કે રાજ્યો વચ્ચેના આર્થિક તેમજ રાજ-કીય સંબંધો બન્ને પક્ષોની નિઃશંક સમાનતા તથા એક બીજાના સર્વોપરિ હકકો વિષે પરસ્પર માનની ભાવનાના પાયા પર ઘડવા જોઇએ.

સોવિયેત વિદેશ નીતિ અને ખાસ કરીને પરદેશો સાથેના સોવિયેતના આર્થિક સંબંધો સમાનતાના સિદ્ધાંત પર તથા બન્ને પક્ષોને લાભદાયી નીવડવાના ધોરણ પર રચાયા છે.

● સોવિયેત સંઘ સાથેની સંધિઓ એવી જાતની સમજુતીઓ છે કે જેથી બન્ને પક્ષોને લાભ થાય અને જેથી એમાંથી એકેકયને રાષ્ટ્રીય આઝાદી અને સર્વોપરિ હકકો પર જરા ય તરાપ પડે નહિ.

બીજા રાજ્યો સાથેનાં સોવિયેત યુનિયનનાં કરારનામાં અંગેનું આ મૂળ-ભૂત લક્ષણ અમેરિકાના બીજા રાજ્યો સાથેના અન્યાયી તથા અસમાન કરારના-માંના વિરોધમાં આજ સ્પષ્ટ તરી આવે છે. અસમાન કરારનામા કરવાનો વિચાર જ સોવિયેત વિદેશ-વેપાર નીતિને મન પરદેશી છે.

એટલું જ નહિ પણ જે દેશો સોવિયેત યુનિયન સાથે આર્થિક સંબંધો બાંધવા ઇચ્છતા હતા તેમની સાથેના સોવિયેત યુનિયનના આર્થિક સંબંધોનો વિકાસ લક્ષમાં લેવો જરૂરી છે. એ વિકાસ બતાવે છે કે કેવા વ્યાજબી સિદ્ધાંતો પર રાજ્યો વચ્ચે આર્થિક સંબંધો બાંધી શકાય છે. અહીં તાજેતરમાં જ સોવિ-યેતે પોલાંડ, યુગોસ્લાવિયા, ચેકોસ્લોવાકિયા, હંગરી, બલ્ગેરિયા અને ફિન્લેન્ડ સાથે કરેલાં કરારનામાં યાદ કરવા બસ થશે.

આ રીતે યુરોપ એની આજની આર્થિક બદહાલતમાંથી કેવી રીતે બહાર નીકળી શકે તેનો માર્ગ સોવિયેત યુનિયને બતાવ્યો છે. ને બહારના દબાણ હેઠળ બ્રિટનની લેબર સરકારે સોવિયેત સંઘ સાથેના કરારનામામાં (જ્યારે એ લગભગ તૈયાર થવા આવ્યું હતું ત્યારે) જો ફૂટ ન નાંખી હોત તો બ્રિટન સાથે પણ આવી જ સંધિ થઈ શકત.

યુરપના દેશોને આર્થિક ગુલામીમાં જોતરવાની અમેરિકી યોજનાને ખુલ્લી પાડી, સોવિયેત સંઘ તથા નૂતન લોકશાહી દેશોએ એક નિઃશંક સેવા બજાવી છે.

પણ યાદ રાખવું જોઈએ કે ખુદ અમેરિકા પર આર્થિક કટોકટીનો ભય ઝઝૂમે છે. માર્શલની ઉદારતા પાછળેય વજનદાર કારણો છે.

જો યુરપના દેશો અમેરિકા પાસેથી કરજ ન લે, તો અમેરિકા માલની ખપત ઘટશે અને આથી અમેરિકામાં આવી રહેલ આર્થિક કટોકટી ઉગ્ર બનશે તથા તેની ગતિ વધશે.

અને એટલે જો યુરપના દેશો અમેરિકાની આ ગુલામી યોજના સામે મક્કમ હાથે અને હિંમતથી કામ લેશે તો અમેરિકાને જ પાછા ડગ ભરવા પડશે.



## ૪:

## આક્રમણ અને યુદ્ધની નવી યોજનાઓનો વિરોધ કરવા, લોકશાહી, ફાસિવાદ–વિરોધી અને શાંતિ પસંદ બળોને સંયુક્ત કરવા અંગેનું કમ્યુનિસ્ટ પાર્ટીઓનું કર્તવ્ય.

નવી ઐતિહાસિક પરિસ્થિતિમાં કામદાર આંદોલનનો વિકાસ જોતાં કોમીન્ટર્ન (કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીય--અનુ૦)નું વિસર્જન કરવામાં આવ્યું હતું, ને એ વિસર્જનથી લાભપણ થયો હતો.

મોસ્કો બીજા દેશોની આંતરિક પરિસ્થિતિમાં દખલ દે છે, તેવા કમ્યુનિસ્ટ અને કામદાર આંદોલનના દુશ્મનોના બદનામીભર્યા આળને કોમીન્ટર્નના વિસર્જનથી, હંમેશને માટે દફનાવી દેવાયું. તથા જુદા જુદા દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓ પોતાની પ્રજાનાં હિતમાં નહિ પણ બહારથી મળતા હુકમો પર કામ કામ કરે છે એવું આળ પણ દફનાવાઈ ગયું.

પ્રથમ વિશ્વયુધ્ધ પછી કોમીન્ટર્નની સ્થાપના કરવામાં આવી હતી. ત્યારે કમ્યુનિસ્ટ પાર્ટીઓ નબળી હતી; ત્યારે જુદા જુદા દેશોના મહેનતકશ વર્ગો વચ્ચે

લગભગ કશી પણ ગાંઠો બંધાઈ નહોતી; અને ત્યારે કમ્યુનિસ્ટ પાર્ટીઓએ સમગ્ર કામદાર આંદોલનને સ્વીકૃત એવા નેતાઓ તૈયાર કર્યા નહોતા.

કોમીન્ટર્ને એ કામ કર્યું કે એણે દેશ દેશની કામદાર જનતા વચ્ચે સંબંધોની ગાંઠ પાછી જોડી આપી, મજબૂત કરી; (પ્રથમ) યુદ્ધ પછીના વિકાસની નવી પરિસ્થિતિમાં એણે કામદાર આંદોલનના સિદ્ધાંતિક સવાલોનો જવાબ આપ્યો; કમ્યુનિઝમના વિચારોના પ્રચાર અંગે એણે એક ધોરણ બાંધ્યું, અને કામદાર આંદોલનના નેતાઓને તાલિમ આપવામાં મદદ કરી.

અને આ બધાથી તરૂણ કમ્યુનિસ્ટ પાર્ટીઓ કામદાર વર્ગની સમૂહ-પાર્ટીઓ બને તેવી સ્થિતિ સર્જાઈ.

પણ એક વખતની તરૂણ કમ્યુનિસ્ટ પાર્ટીઓ કામદારોની સમૂહ-પાર્ટીઓ બની કે તરત જ એ બધી પાર્ટીઓનું એક મધ્યસ્થ કેન્દ્રથી નેતૃત્વ કરવાનું કામ બીનજરૂરી અને અશક્ય બન્યું. પરિણામે, કોમીન્ટર્ન, કમ્યુનિસ્ટ પાર્ટીઓના વિકાસને મદદ કર્તા અંગ રહેવાને બદલે, એમના વિકાસમાં મુશ્કેલી ઉભી કરનાર અંગ બનવા માંડયું.

કમ્યુનિસ્ટ પાર્ટીઓના વિકાસના નવા તબક્કામાં તેમની વચ્ચેના સંબંધો જાળવી રાખવા માટે નવા સ્વરૂપની જરૂરિયાત ઉભી થઈ. અને આ ગણતરીને કારણે કોમીટર્નનું વિસર્જન કરવાનું તથા પાર્ટીઓ વચ્ચેના સંબંધોનું નવું સ્વરૂપ ઘડવાનું જરૂરી બન્યું.

કોમીન્ટર્નના વિસર્જનને ચાર વરસ થયાં છે એ સમય દરમિયાન યુરપ અને એશિયાના લગભગ બધા દેશોમાં કમ્યુનિસ્ટ પાર્ટીઓ, તાકાત અને વગની દૃષ્ટિએ, વિકાસ પામી છે.

કમ્યુનિસ્ટ પાર્ટીઓની વગ માત્ર પૂર્વ યુરપમાં જ વધી છે એવું નથી; પણ જે જે દેશોમાં ફાસિવાદનું રાજ્ય હતું-ફ્રાંસ, બેલ્જીયમ, હોલાંડ, નોર્વે, ડેન્માર્ક, ઇટલી, ફિન્લેન્ડ વગેરેમાં પણ એમની વગ વધી છે. નૂતન લોકશાહીના દેશોમાં કમ્યુનિસ્ટ પાર્ટીઓની અસર વિશેષ વધી છે. અને ત્યાં કમ્યુનિસ્ટ પાર્ટીઓ રાજ્યની સૌથી વધુ વગવાળી પાર્ટીઓમાં સ્થાન ધરાવે છે.

પણ કમ્યુનિસ્ટ પાર્ટીઓની આજની સ્થિતિની નબળાઈ પણ છે. કેટલાક બિરાદરોએ કોમીન્ટર્નના વિસર્જનનો એવો અર્થ ઘટાડયો કે હવે બધી સાથી કમ્યુનિસ્ટ પાર્ટીઓ વચ્ચેના બધાં સંબંધો, બધી ગાંઠોનું પણ વિસર્જન થવું જોઈએ. પરંતુ અનુભવે શીખવ્યું છે કે કમ્યુનિસ્ટ પાર્ટીઓ એક બીજાથી

સાવ અળગી પડે તો એમાં નુકશાન છે; એ સ્થિતિ ખોટી છે ને અમુક અંશે અકુદરતી છે.

કમ્યુનિસ્ટ આંદોલન દરેક દેશની રાષ્ટ્રીય સીમાઓમાં વિકાસ પામે છે; પણ કેટલાંક કાર્યો તથા હિતો જુદા જુદા દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓને સરખી રીતે લાગુ પડે છે.

પણ આજે જરા વિચિત્ર સ્થિતિ દેખાય છે; 'કમ્યુનિસ્ટ પાર્ટીઓને કોમીન્ટર્ન મોસ્કોથી હુકમો દે છે,' એ વાત પૂરવાર કરવામાં રજ માત્ર પાછું ન જોનાર સમાજવાદીઓએ પોતાની આંતરરાષ્ટ્રીય સંસ્થાની પુનઃ સ્થાપના કરી છે. પણ કમ્યુનિસ્ટો હજુય એક બીજાની મુલાકાત પણ લેતા નથી: ત્યાં એક બીજાનાં હિતોને અનુસરતા સવાલો હોય તેમની ચર્ચા કરવાની તો વાત જ શી! એ કારણ તેમને ડર છે કે દુશ્મનો "મોસ્કોનો હાથ" દેખાયો છે એવી જુઠ્ઠી વાતો ફેલાવશે.

જીંદગીના જુદા જુદા ક્ષેત્રોના પ્રતિનિધિઓ આંતરરાષ્ટ્રીય સંબંધો જાળવવાનું, પોતાના કામ અંગેની બાબતો પર પરસ્પર સલાહ લેવાનું, અને આંતરરાષ્ટ્રીય પરિષદો અને કોંગ્રેસો ભરવાનું જરુરી માને છે. દા. ત. વૈજ્ઞાનિકો. સહકારી મંડળીવાળાઓ, ટ્રેડ યુનિયનિસ્ટો, યુવાનો, વિદ્યાર્થીઓ, પણ કમ્યુનિસ્ટો. અરે જે દેશો એક બીજા સાથે મૈત્રીની સંધિઓથી સંકળાએલા છે તે દેશોના કમ્યુનિસ્ટો પણ મૈત્રીની ગાંઠ બાંધતાં અચકાય છે!

એ વાતમાં કોઇ શંકા નથી કે જો આ પરિસ્થિતિ ચાલુ રહી તો જુદા જુદા દેશોની પાર્ટીઓનાં કામ તથા વિકાસ પર ખૂબ ગંભીર અસર પડશે.

આજે પાર્ટીઓ એક બીજાથી અલગ રહે તો એક બીજાની સમજણમાં શિથિલતા આવે અને કેટલેક વખતે ગંભીર ભૂલો પણ થાય એવી સ્થિતિ છે, ત્યારે જુદી જુદી પાર્ટીઓ વચ્ચે એક બીજા સાથે સલાહ-સમજણની તથા સ્વેચ્છાથી સંકલિત સહકારી કાર્યની જરૂર ખૂબ મહત્વની બની જાય છે.

આજે સમાજવાદી પક્ષોના મોટા ભાગના નેતાઓ (ખાસ કરીને બ્રિટનના લેબર પક્ષવાળાઓ તથા ફ્રેંચ સમાજવાદીઓ) અમેરિકાના શાહીવાદી વર્તુળોના દબાવ નીચે કામ કરી રહ્યા છે. અને એટલે યુરોપને ગુલામ બનાવવાની અમરિકી યોજના સામેના વિરોધનું નેતૃત્વ કરવાનું અને પોતાના દેશની અંદરના અમરિકી શાહીવાદીઓના ભાગીદારોને હિંમતભેર ખુલ્લા પાડવાનું ઐતિહાસિક કર્તવ્ય કમ્યુનિસ્ટોને શિરે છે.

પણ સાથે સાથે, જે દેશાભિમાની તત્વો પોતાના દેશ પર કોઇની દાદા-

ગીરી ચાહતા નથી, જેઓ પરદેશી મૂડીની સત્તાઓનો સામનો કરવા ઇચ્છે છે અને જેઓ રાષ્ટ્રીય સર્વોપરિતાનો ઝંડો અણનમ રાખવા માગે છે તે બધાને કમ્યુનિસ્ટોએ ટેકો આપવો જોઇએ.

યુરપને ગુલામ બનાવવાની અમેરિકાની નવી વિસ્તરણ યોજનાઓ સામેના સંગ્રામમાં બધાં ફાસિવાદ વિરોધી તથા આઝાદીપસંદ તત્વોને એકત્ર કરવાનું નેતૃત્વ કમ્યુનિસ્ટોને શિરે છે.

● એ ખાસ યાદ રાખવું જરૂરી છે કે નવી લડાઈ જગાવવાની શાહી-વાદીઓની ઇચ્છા અને નવી લડાઈ શરૂ કરવાની શક્યતાઓ વચ્ચે મોટી ખાઈ છે.

● દુનિયાની પ્રજાઓને યુદ્ધ જોઇતું નથી. શાંતિ પક્ષનાં બળો એટલાં મોટાં ને વગદાર છે કે જો તેઓ શાંતિની રક્ષા કરવામાં દૃઢ અને નિર્ણાયક રહે, જો તેઓ સખત હાથે હિંમતથી કામ લે, તો આક્રમણકારીઓની યોજનાઓ મીઠ્ઠામાં મળી જશે.

● એ ભૂલવું ન જોઇએ કે યુદ્ધના ભય અંગેની શાહીવાદી આડતિયા-ઓની રીડિયારમણ નબળા મનનાં અને અસ્થિર તત્વોને ગભરાવા, દાદાગીરીથી તેમની પાસેથી વધુ લાભો આંચકી જવા માટે છે.

● આજે કામદાર વર્ગ સામે મોટામાં મોટો ભય એ છે કે તેઓ પોતાની તાકાત જે છે તેના કરતાં ઓછી ગણે ને દુશ્મનની તાકાતને વધુ ગણે.

જેવી રીતે ભૂતકાળમાં મ્યુનિચની નીતિએ નાઝી આક્રમણકારીઓના હાથ મોકળા કર્યા હતા, તેમ આજે પણ અમેરિકામાં તથા શાહીવાદી છાવણી સમક્ષ વધુ નમતું આપ્યું તો એથી તેમને વધુ ઉદ્ધત અને આક્રમણકારી બનવા ઉત્તેજન મળશે.

અને એટલે કમ્યુનિસ્ટ પાર્ટીઓએ શાહીવાદી વિસ્તરણ અને આક્રમણની યોજનાઓના સામનાની દરેક મોરચે—સરકારી મોરચે, આર્થિક મોરચે તથા સિદ્ધાન્તિક મોરચે આગેવાની લેવી જોઇએ. એમણે પોતાના અનુયાયીઓનો મોરચો રચી, શાહીવાદ વિરોધી તથા લોકશાહી સિદ્ધાંતોના કાર્યક્રમ પર પોતાની આસપાસ જનતાનાં બધાં લોકશાહી અને દેશાભિમાની બળોને ભેગા કરવામાં લાગી જવું જોઇએ.

ફ્રાંસ, ઇટલી, ગ્રેટ બ્રિટન અને બીજા દેશોની સાથી કમ્યુનિસ્ટ પાર્ટી-ઓને માથે એક ખાસ કર્તવ્ય છે. તેમણે પોતાના દેશોની આઝાદી ને રાષ્ટ્રીય સર્વોપરિતાના રક્ષણમાં ઝંડો ઉઠાવવો જોઇએ—

અને જો કમ્યુનિસ્ટ પાર્ટીઓ મજબુતીથી પોતાનું વલણુ જારી રાખે, જો તેઓ ધમકીઓ અને દાદાગીરીથી ડરે નહિ; ને તેઓ દુનિયાની શાંતિ અને જનવાદી લોકશાહીના, પોતાના દેશોની રાષ્ટ્રીય સર્વોપરિતા, આઝાદી અને સ્વતંત્રતાના હિંમતવાન ચોકિયાત તરીકે કામ કરે; અને જો તેમના દેશોને આર્થિક ને રાજકીય રીતે બંદીવાન બનાવવાના પ્રયત્નો સામેના જંગમાં રાષ્ટ્રીય સ્વમાન અને આઝાદીમાં માનનારાં બધાં બળોની આગેવાની લઈ શકે તો, યુરોપને બંદીવાન બનાવવાની કોઈ પણુ યોજના સફળ બનવાની રજ માત્ર શકયતા નથી.






એમ. બી. રાવ, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઇન રોડ મુંબઇ ૪ થી છાપી, લોક પ્રકાશન ગૃહ લી, રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિધ્ધ કરી.

# નવી પરિસ્થિતિની સાચી સમજ

## આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની સમસ્યાઓ

લેખક: એડવર્ડ કાર્દેલ

આ પુસ્તિકા બીજા વિશ્વયુદ્ધ અંતે, મૂડીવાદી શાહીવાદી દુનિયાની રાજકીય કટોકટીનો અપૂર્વ ચિતાર આપે છે. તથા દુનિયા આખીને ઓહિયાં કરી રહેલા અમેરિકી શાહીવાદના બીભત્સ સ્વરૂપનો ચિતાર રજૂ કરે છે. ઉપરાંત, આ પુસ્તિકામાં બ્રિટિશ શાહીવાદ વસાહતી–ગુલામ દેશોને પોતાની પકડમાં ચાલુ રાખવા કેવા જાતજાતની ચાલબાજીઓ રમી રહેલ છે તેનું તથા તેની સામે ઊભા થયેલાં નવાં બળોનું માર્ક્સવાદી દૃષ્ટિએ પૃથક્કરણ આપવામાં આવ્યું છે

..................

## ● હિંદની આર્થિક કટોકટી અને તેનો ઉપાય:

લે. બા. ટી. રણદિવે                                                  કિં. ૬ આના

આ પુસ્તિકામાં હિંદની કટોકટી ને દુનિયાની મૂડીવાદી કટોકટીના એક ભાગ તરીકે ઓળખાવી, ઉત્પાદનના ઘટાડાનાં કારણો રજૂ કર્યાં છે; આ કટોકટીમાંથી નીકળવા માટે હિંદી મૂડીવાદીઓ બ્રિટિશ-અમેરિકી શાહીવાદના શરણાગતિઓ અને હિંદી જનતાને ભોગે પોતાના સ્વાર્થ સાધવાનો માર્ગ દર્શાવે છે, તેની સામે જનતાના સુખ અને આબાદીનો સાચો લોકશાહી માર્ગ કયો હોવો જોઈએ તે આ પુસ્તિકામાં સ્પષ્ટ રજૂ કરવામાં આવ્યું છે

..................

## હિંદની પરિસ્થિતિ

લેખક: ઝુકૉવ

૧૫મી ઓગસ્ટના ઐતિહાસિક દિવસે આપણને આઝાદી એમ કહેવાય છે. છતાં આપણા અનેક સળગતા સવાલોનો ઉકેલ થયો. તેનું કારણ શું? આનો જવાબ એશિયાઈ પરિષદમાં હાજરી આપવા આવેલા સોવિયેટ નિષ્ણાત ઝુકોવ આ પુસ્તિકામાં આપે છે. મધ્યસ્થ સરકાર તેની નીતિ વગેરે વિષે તેમણે કરેલાં અભ્યાસપૂર્ણ વિધાનો દરેક વાચકોને સનાતન ગંભીરતાથી અને નવી દ્રષ્ટિએ વિચાર કરતા પ્રેરશે.